॥ શ્રીનાથજી ॥



# શ્રીગોવર્ધનનાથજીના

## પ્રાકટ્યની વાર્તા.


છપાવી પ્રસિદ્ધ કરનાર

લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.

વ્યવસ્થાપક "શ્રી ભક્તિગ્રન્થમાળા" કાર્યાલય.

સં. ૧૯૭૬ ચંગપોળ, ખતરી પોળ—અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. ઈ. સ. ૧૯૨૦ પ્રત ૧૦૦૦

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં ઈશ્વરલાલ કેશવલાલ વકીલ અને માણેકલાલ માધવલાલે છાપ્યું. ઢીંકવા ચોકી—અમદાવાદ.

ન્યોછાવર પાંચ આના.

## અમારા તરફથી પ્રકટ થયેલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો (આવૃતિ ૩ જી) | ૧—૦—૦ |
| ૨ | વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો. | ૦—૧૨—૦ |
| ૩ | નિત્યનિયમના પાઠ તથા ધોળ ( આવૃતિ ૪ થી ) | ૦—[illegible]—૦ |
| ૪ | શ્રી ગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (આવૃત્તિ ૨ જી) | ૦—૨—૦ |
| ૫ | બ્રહ્મસંબંધ કાવ્ય ( આવૃત્તિ ૨ જી ) | ૦—૧—૦ |
| ૬ | શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ | ૧—૦—૦ |
| ૭ | શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર સટીક ( મુળ શ્લોક સાથે ગુજરાતી ભાષાન્તર. ) | ૦—૨—૦ |
| ૮ | ૮૪ વૈષ્ણવનીવાર્તા (ગુજરાતીભાષામાં મોટાઅક્ષરથી. | ૨—૦—૦ |
| ૯ | શ્રીસર્વોત્તમ સ્તોત્ર ... ... ... | ભેટ |
| ૧૦ | શ્રીપુરૂષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર. ( સટીક ) (મુળ શ્લોક સાથે ગુજરાતી ભાષામાં ભાષાન્તર) | ૧—૪—૦ |
| ૧૧ | શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ગુજરાતીમાં ટીકા ( तत्वदीपिका, अमृत तरङ्गिणीના આશય સાથે ) | ૧—૮—૦ |
| ૧૨ | શ્રી યમુનાસ્તોત્ર રત્ના ૨ ( ગુજરાતીમાં ટીકા ) | ૦—૮—૦ |
| ૧૩ | સ્વરૂપ દર્શન ( આવૃત્તિ ૨ જી ) શ્રી નાથજી, સાત સ્વરૂપ તથા ઘણા પ્રાચીન ને હાલ ભુતળ ઉપર બિરાજતા ગોસ્વામી બાળકોના ૮૦ ફોટાનું પુસ્તક | ૨—૦—૦ |
| ૧૪ | શ્રીગોવર્ધનનાથજીનું પ્રાકટય | ૦—૫—૦ |
| ૧૫ | શ્રીષોડશ ગ્રન્થો વિસ્તૃત ટીકા સાથે | ૧—૦—૦ |

છપાય છે ! છપાય છે !

| | | |
|---|---|---|
| ૧ | કીર્તન સંગ્રહ ભાગ ૧ લો ઘણા મોટા અક્ષરથી ( વર્ષોત્સવ કે કીર્તન ) | ૭—૦—૦ |

॥ श्रीमद्गोस्वामी श्रीबालकृष्णलालजी (कांकरोली)



निजलीलाप्रवेश. सं. १९९२ ज्येष्ठ कृष्ण १०

प्राकट्य. सं. १९२४ अषाढ कृष्ण १३.

## ॥ श्रीनाथजी ॥





# ॥ अथ श्रीगोवर्द्धननाथजीना प्राकट्यनी वार्ता ॥

દોહરો—જય જય અશરણશરણ, નિજ જન કે સુખકરણ.
વિનતિ કરૂં કર જોરકે, શ્રીગોવર્દ્ધનધરણ. ॥ ૧ ॥

શ્રી ગોવર્ધનનાથજીના પ્રાકટ્યનો પ્રકાર અને પ્રગટ થઈને જે ચરિત્રો કર્યાં છે તે લખિયે છીએ. નિત્ય લીલાના શ્રીગોવર્દ્ધનનાથજી શ્રીગિરિરાજ પર્વતની કન્દરામાં અનેક ભક્તોના સહિત

ખાખંડ વિરાજમાન્ છે. ત્હાં શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સદા સર્વદા સેવા કરે છે, તે જ્યારે દૈવી જીવોના ઉદ્ધાર કરવા માટે ભગવત્ આજ્ઞાથી પૃથ્વીઉપર પ્રકટ થયા; ત્યારે આપ સર્વસ્વ શ્રીગોવર્ધનનાથજી પગુ લીલા સામગ્રી સહિત વ્રજમાં પ્રકટ થયા તેમાં પ્રમાણ્ તથા આપના દર્શનનું માહાત્મ્ય મૂળ વ્રજભાષામાં લખ્યુ છે.

સંવત ૧૪૬૬ (ગુજરાતી ૧૪૬૫) શ્રાવણ્ વદ તૃતીયા આદિત્યવારે સૂર્ય ઉદયકાળમાં શ્રવણ નક્ષત્રમાં શ્રીગોવર્ધનનાથજીની ઉર્ધ્વ-ભુજાનું પ્રાકટ્ય થયુ તે સમય ભૂમિમંડળમાં મ્હોટો ઉત્સવ થયો.

એક આન્યોરના વ્રજવાસીની ગાય જતી રહી તેની શોધ કરવાને સારૂ તે શ્રીગોવર્ધન પર્વત ઉપર ગયો, ત્હાં સંવત્ ૧૪૬૦ મિતી શ્રાવણ્ શુદી ૫ (નાગપાંચમ)ને દિવસે તેને શ્રીગોવર્ધનનાથજીની ઉર્ધ્વ ભુજાનું દર્શન થયું. સોળ દિવસ પર્યન્ત કોઇને દર્શન ન થયાં ત્યારે તેણે વિચાર કર્યો કે આ કૌતુક આજ સુધી શ્રીગિરિરાજમાં કોઇ દિવસ જોયું નહોતુ, એવુ કહિને દસ પાંચ વ્રજવાસિઓને બોલાવી લાવ્યો તે સઘળાઓ ઉર્ધ્વ ભુજાના દર્શન કરીને આશ્ચર્ય પામ્યા, ત્યારે સહુએ મળીને અનુમાન કર્યું કે કોઇ દેવ શ્રીગિરિરાજમાં પ્રકટ થયા છે. ત્યાં એક વૃદ્ધ વ્રજવાસી હતો તેણે કહ્યું કે જ્યારે સાત દિવસ સુધી શ્રીકૃષ્ણે શ્રીગિરિરાજ ઉઠાવ્યા અને જે વખત મેઘની વૃષ્ટિ થઇ ચૂકી ત્યારે પૃથ્વી ઉપર સ્થાપન કર્યો, તે વખત સહુ વ્રજવાસિઓએ મળીને જે ભુજાનું પૂજન કર્યું હતુ તેજ ભુજા આછે. આપ કંદરાઓમાં ઉભા છે. અને ઉર્ધ્વ ભુજાનું દર્શન આપ-સાંને દીધુ છે. માટે એમને બાહેર પધરાવવાનો વિચાર ન કરો કોઇ સમય આપે પોતાની ઇચ્છા થકી આપ પ્રકટ થશે ત્હાં સુધી સહુ આ ઉર્ધ્વ ભુજાનાં દર્શન કરો.

એ રીતે કહીને તે વ્રજવાસીઓએ દૂધ મંગાવી ઉર્ધ્વ ભુજાને સ્નાન કરાવી, અક્ષત, પુષ્પ, ચંદન અને તુલસીથી ભુજાનું પૂજન કર્યું અને દહીં ફલ મંગાવીને ભુજાને ભોગ ધર્યો. નાગપંચમીને દિવસ ભુજાનું દર્શન થયું, તેથી નાગપંચમીને દિવસ પ્રતિવર્ષ દસ ૨૦ હજાર વ્રજવાસીઓનો મેળો ભરાતો હતો. વળી કોઇને વ્રજમાં કાંઈ વસ્તુની કામના થતી તો તે ભુજાને દૂધથી સ્નાન કરાવવાની માનતા કરતા તો તેની ઇચ્છા સિદ્ધ થતી, તેથી સંપૂર્ણ વ્રજમાં શ્રીનાથજીના ભુજાનો મહિમા ઘણોજ વધ્યો. કોઇની ગાય જતી રહે, કોઇને પુત્ર ન હોય, કોઇને જરૂરની આરતી (ચિન્તા) હોય, કોઇને દૂધ દહીંની વૃદ્ધિ થતી ન હોય તેઓ ભુજાની માનતા કરે; તેથી તેઓનું સર્વ કાર્ય સિદ્ધ થાય એવાં ચરિત્રો એક એક લખિએ તો વિસ્તાર ઘણો થાય. આવા પ્રકારે સંવત ૧૫૩૫ પર્યન્ત વ્રજમાં ભુજાનું પૂજન થયું.

પછી ફરીથી સંવત ૧૫૩૫ વૈશાખ વદી ૧૧ બૃહસ્પતિવારે શતભિષા નક્ષત્ર, મધ્યાન્હ કાળે, અભિજિત નક્ષત્રમાં શ્રીગોવર્ધનનાથજીનું મુખારવિંદ પ્રકટ થયું, તેજ લગ્નમાં તેજ દિવસે શ્રીમદાચાર્યજીનો પ્રાદુર્ભાવ અગ્નિકુંડમાંથી થયો અને શ્રીકૃષ્ણાવતાર સમયના વ્રજવાસિઓ સર્વ વ્રજમંડલમાં મનુષ્ય કુળમાં પ્રકટ થયા તેમની સાથે હવે ક્રીડા કરશે.

આન્યોરમાં માણેકચંદ અને સદુપાંડે બે વ્રજવાસી હતા. તેમને ત્યાં એક સહસ્ત્ર ગાય સદા રહેતી, તેમાં એક ગાય શ્રીનન્દરાયજીની

ગાયોના કુળની હતી, તેનું નામ **ધુમર** હતું, તે આખો દિવસ ગાયોમાં રહે પણ પાછલો ચાર ઘડી દિવસ રહે તે વખત સઘળી ગાયોના સમૂહમાંથી જૂદી પડીને શ્રીગિરિરાજ ઉપર ચઢી શ્રીનાથજીનાં મુખારવિન્દ ઉપર સ્તન કરિને દૂધ શ્રાવ કરે, તે દૂધ આપ આરોગે: અને પ્રાતઃકાળનો સમય થાય તે વખત ફરિ શ્રીમુખારવિંદમાં દૂધ શ્રાવ કરિ આવે. આવી રીતે છ મહિના પર્યંત દૂધ આપ આરોગ્યા પરંતુ કોઈ વ્રજવાસીને ખબર પડી નહીં. એક દિવસ કૃષ્ણચંદ અને સદુપાંડે ગાયનું દૂધ થોડું જોઇને ગાયની પછવાડે પછવાડે ચાલ્યા ગયા અને આ સર્વ અલૌકિક પ્રકાર જોઇ દંડવત્ કર્યો.

સદુપાંડેને સાક્ષાત્ શ્રીનાથજીનાં દર્શન થયાં અને શ્રીગોવર્ધનનાથજીએ સાક્ષાત્ આજ્ઞા કરિ જે હું આંહી શ્રીગોવર્ધન પર્વતમાં રહું છું. **દેવદમન** મારૂં નામ છે; લીલાંતર કરિને **ઈન્દ્રદમન, દેવદમન** અને **નાગદમન** એ ત્રણે મારાંજ નામ છે. સાત દિવસ સુધી ઇન્દ્રની વૃષ્ટિનું સ્તંભન કર્યું તે પછી અપરાધી ઇન્દ્ર પોતાનો ગર્વ ત્યજીને પગમાં પડયો ત્યારે અભયદાન આપ્યું. ઈન્દ્રના ગર્વને દૂર કર્યો તેથી મારૂં નામ **ઇન્દ્રદમન** છે, અને કાલીનાગનું દમન કર્યું તેથી **નાગદમન** મારૂં નામ છે. વળી નાગ હસ્તીનું નામ છે તે કારણથી કુવલયાપીડનું દમન કર્યું તથા ભક્તોના મન માતંગનું દમન કરિ મુષ્ટિગત કરિને શ્રીહસ્તને કટિ ઉપર સ્થાપન કર્યો છે. તેથી મારૂં નામ **નાગદમન** છે. એ કારણથી મ્હારા ચરણારવિન્દ વિષે અંકુશનું ચિન્હ છે. અંકુશવિના હસ્તીનું દમન ન થાય. દેવદમન મારૂં નામ છે. તે આવા કારણથી કે સઘળા દેવોનું દમન કર્યું. શ્રીકૃષ્ણાવતાર ધરી અષ્ટલોકપાળની રક્ષા કરવા સારૂં તેમને શિક્ષા કરિ ઇન્દ્ર

કુબેર, ચન્દ્રમા, વાયુ, વરૂણ, મૃત્યુ, યમ, અગ્નિ, બ્રહ્મા, શિવ, અને કામદેવ એટલા દેવો મુખ્ય છે; એ દેવતાઓનું દમન કર્યું; એથી મારૂં નામ **દેવદમન** છે. ઇન્દ્રને શિક્ષાકરિ તેતો શ્રીગોવર્ધન ધારણુ કરીને અને પારિજાતક હરણુ કરિને, તેમ શંખચૂડ નામે દૈત્યનો વધ કરિ નિધિ કુબેરને સોંપીને શિખામણુ દીધી કે જો તું નિધિની રક્ષા સાવધાનીથી કર્યાં કર, વળી શિવનું દમન ઉષા હરણુના પ્રસંગમાં કર્યું, બ્રહ્માનું દમન વચ્છ હરણુ લીલામાં અનેક રૂપ ધરિને કર્યું, વરૂણનું દમન કરીને શ્રીનન્દરાયજીને વરૂણુ પાસેથી છોડાવ્યા. મૃત્યુનું દમન કરીને છ પુત્ર શ્રીદેવકીજીને આપ્યા. યમનું દમન કરિને ગુરૂપુત્રને લાવ્યા. વાયુનું દમન ઇન્દ્રની સાથેજ થયું. શ્રીગોવર્ધન ધારણુ કર્યો તે સમયમાં અનેક પ્રકારે કરિને તમામ વ્રજની રક્ષાકરી. ચન્દમાનું દમનતો મનરૂપી ચંદ્રમા પ્રગટ કરિ કર્યું. અને કામદેવનું દમન રાસોત્સવ ક્રીડા કરિને કર્યું. એવી રીતે સહુ દેવતાઓનું દમન કર્યું તેથી મારૂં નામ દેવદમન છે. આ પ્રકારથી સદુપાંડેને શ્રીનાથજીએ સાક્ષાત્ આજ્ઞા કરિ કે “ તારી ગાયનું દૂધ હું નિત્ય પીઉં છું તેથી આજથી મને એજ ગાયનું દૂધ દોહિને બન્ને વખત પાયા કરવું ” ત્યારે સદુપાંડેએ સાષ્ટાંગ દંડવત્ કરિને કહ્યું કે “અવશ્ય” એવું કહિને સદુપાંડે નીચે આન્યોરમાં આવી પોતાની સ્ત્રી

ભવાની તથા પુત્રી નરોના આગળ સર્વ વૃત્તાંત સવિસ્તર કર્યું અને તેઓને કહ્યું કે ‘ તમે બન્ને વખત શ્રીગોવર્ધનનાથજીને દૂધ પાઇ આવ્યા કરો ” તે દિવસથી નિત્ય નરો અને ભવાની દૂધ લઇ શ્રીગિરિરાજ ઉપર જઈ શ્રીનાથજીને દૂધ આરોગાવી આવતાં.

એવી રીતે કરતાં કેટલાએક કાળ પછી તે ગાય વસૂકી ગઈ, ત્યારે બીજી ગાયનું દૂધ લઈ સદુપાંડે આરોગાવવા ગયા તે વખત શ્રીનાથજીએ આજ્ઞા કરી કે હું તો શ્રીનંદરાયજીની ગાયોના કુલની ગાય હોય તો તેનું દૂધ આરોગું. તેવી ગાય એક બીજી આ વ્રજમાં છે તે કાલે તારા વાડામાં આવશે, જ્યહાં સુધી પેહલી ગાય વિયાય ત્યહાં સુધી તે ગાયનું દૂધ દોહિને મને દરરોજ પાઇ જજે.

જમનાવતા ગામમાં એક ધર્મદાસ વ્રજવાસી હતો તે ઘણો ભગવત્ ભક્ત હતો, તે કુંભનદાસનો કાકો અને ચતુરા નાગનો શિષ્ય હતો, તેને ઘેર બસેં ચારસેં ગાયો હતી. તેમાં એક ગાય શ્રીનન્દરાયજીનાં કુળની હતી તે ગાયોના ટોળામાંથી જુદી પડીને શ્રીનાથજીનાં મુખારવિન્દમાં દૂધ શ્રાવ કરિને એજ ઠેકાણે બેશી રહી; અને ઘેર ન ગઈ. ત્યારે ધર્મદાસ ગોવાળને ચિન્તા થઈ તેથી કુંભનદાસને સાથે લઇ ખોળ્ય કરવા નિકલ્યા તે વખત કુંભનદાસની ઉમર દશ વર્ષની હતી. શ્રીગિરિરાજ ઉપર ખોળનાં ખોળતાં શ્રીનાથજીની પાસે ગાય બેઠી હતી. ત્યહાં જોઈ તેને ઘેર લઈ જવાને અનેક ઉપાય કર્યા પરંતુ તે ન ચાલી; ત્યારે શ્રીનાથજીએ સાક્ષાત્ આજ્ઞા કરી "અરે ધર્મદાસ એ ગાય તું સદુપાંડેના વાડામાં મુકીદે એનું દૂધ હું આરોગીશ એ મ્હારા કુળની ગાય છે." અને કુંભનદાસજીને શ્રીનાથજીએ સાક્ષાત્ આજ્ઞા કરી કે "અરે કુંભનદાસ તું નિત્ય મારી પાસે ખેલવા આવજે." એવું મહામધુર વાક્ય સાંભળીને ધર્મદાસ અને કુંભનદાસજીને મૂર્છા આવી બે ઘડી પછી જાગ્યા, ત્યારે પ્રદક્ષિણા કરિ સાષ્ટાંગ દંડવત્ કરિને શ્રીનાથજીની આજ્ઞાનુસાર તે ગાય સદુપાંડેના વાડામાં મુકી દીધી; પછી પોતાને ઘેર ગયા અને તે દિવસથી કુંભનદાસજી શ્રીનાથજીની પાસે નિત્ય ખેલવા આવતા.

એની રીતે કરતાં એક ગૌડિયા માધવાનન્દ શ્રીગિરિરાજની પરિક્રમા સારૂ આવ્યા તે સદ્દુપાંડેને ત્યહાં ચોતરો હતો તે ઉપર રહ્યા તેથી એ વ્રજવાસીના સંઘાતથી તેને શ્રીનાથજીનાં દર્શન થયાં અને દર્શન કરિને ઘણાજ પ્રસન્ન થયા. વૈષ્ણવ ભાવનીક હતા તેણે ચિત્તમાં એ વિચાર કર્યો જે સુકી ભિક્ષા માગી પોતાને હાથે પીસિ રસોઇ તૈયાર કરિ શ્રીનાથજીને ભોગ ધરિ જમવું. પછી તે સેવા કરવા લાગ્યો. વનમાંથી ગુંજા વિણી લાવે તેનો હાર બનાવી શ્રીનાથજીને પેહેરાવે ચંદ્રિકા (મોરપીછ) વનમાંથી લાવી શ્રીનાથજીને ધરાવે તે જ્યારે તેણે રસોઈ કરિ ભોગ ધર્યો ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરિ જે 'હું તો જ્યારે શ્રીઆચાર્યજી આપ પધારિ પોતાના સ્વહસ્તથી રસોઇ તૈયાર કરિ મને અન્નપ્રાશન કરાવશે ત્યારે ભોજન કરીશ ત્યહાં સુધી દૂધનુંજ પાન કરીને રહીશ અને તારો ભોગ ધરવાનો તથા શૃંગાર કરવાનો મનોરથ છે. તો તું પૃથ્વી પરિક્રમા કરિ આવ; ત્યહાં સુધીમાં શ્રીઆચાર્યજી આપ પધારશે અને હમને પાટ બેસારશે ત્યારે તને સેવામાં રાખશે ત્યહાં સુધી હમે અહિયાં વ્રજવાસીઓમાં ખેલશું" એવું સાંભળીને માધવેન્દ્રપુરી સમયની વાટ જોતા પૃથ્વી પ્રદક્ષિણા કરવા ગયા, એ રીતે સંવત્ ૧૫૪૯ સુધી શ્રીનાથજી વ્રજવાસીઓનું દૂધ દહીં આરોગ્યા કોઈ દિવસ કુંભનદાસજીને સંઘાતે લઇ માખણ ચોરવા સારૂં વ્રજવાસીઓને ઘેર પણ પધારતા.

એક પુછરી નામના ગામમાં વ્રજવાસી હતો તેણે શ્રીદેવદમનની માનતા કરી કે મારા છોકરાનો વિવાહ થશે તો હું " શ્રીદેવદમનને સવામણ દૂધ સવામણ દહીં આરોગાવિશ " તેથી તેના છોકરાનો વિવાહ તત્કાલ થયો, ત્યારે તેણે સવામણ દૂધ સવામણ દહીં સમર્પણ કર્યું એ વાત સાંભળી વ્રજમાં શ્રીદેવદમનની માનતા ઘણીજ વધી

એક દિવસ એક ભવનપુરાનો વ્રજવાસી હતો તેની ગાય ઝાડીમાં ખોવાઇ ગઇ ત્યહાં એક સિંહ રહેતો હતો. તેની ચિન્તાથી તેણે શ્રીદેવદમનની માનતા કરિ "જો મારી ગાય સિંહ નહી મારશે; તો એ ગાયનું દૂધ હું શ્રીદેવદમનને આરોગાવિશ જ્યહાં સુધી તે દૂધ દેશે ત્યહાં સુધી" તે પછી રાત્રિએ તે ગાયને સિંહ મળ્યો પરંતુ પરાભવ કરિ શક્યો નહીં. શ્રીજીએ ભુજા પસારી ( લાંબી કરી ) કાંન પકડીને એ ગાયને વાડામાં પ્હોચાડી દીધી. સવારે એ વ્રજવાસી ગાય જોઇને ઘણો પ્રસન્ન થયો અને કહ્યું જે "આ ગાય શ્રીદેવદમને બચાવી છે." પછી દૂધ દહીં પહોંચાડવા લાગ્યો. કુંભનદાસજીને શ્રીનાથજીએ આજ્ઞા કરિ "કુંભના મારો હાથ દુખે છે તે દાબ" ગાયનો કાંન પકડીને વાડામાં પ્હોંચાડી છે તેથી, જ્યારે શ્રીગિરિરાજની આસપાસ બહુ વ્રજવાસી તથા ગાય શ્રીકૃષ્ણાવતારની પ્રગટ થઇ છે તેની સાથે આપક્રીડા કરવા લાગ્યા. કોઇનું દૂધ આરોગે, કોઇનું દહીં આરોગે અને કોઇના ઘરમાં ચોરી કરી દૂધ દહીં આરોગી આવે.

શ્રીનાથજીની સાથે ક્રીડા કરવા સારૂં ચાર વ્યુહનું પ્રાકટ્ય શ્રીગિરિરાજમાં આપની ગંધાતેજ થયું છે. શંકર્ષણ કુંડમાં શ્રીશંકર્ષણદેવનું, ગોવિન્દ કુંડમાંથી શ્રીગોવિન્દદેવજીનું, દાનઘાટી ઉપર શ્રીદાનીરાયજીનું, અને શ્રીકુંડમાંથી શ્રીહરિદેવજીનું પ્રાકટ્ય થયું એ ચારે દેવ શંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અને અનિરૂદ્ધાત્મક છે અને તેઓ સદા શ્રીનાથજીની સાથે ક્રીડા માટે રહે છે! એ દેવતાઓની સેવા શતાંતરમાંના વૈષ્ણવ કરે છે. મધ્યમાં શ્રીપુરૂષોત્તમરૂપ આપ બિરાજે છે, તેથી આપની સેવા કરવા સારૂ શ્રીપુરૂષોત્તમરૂપ શ્રીઆચાર્યજી પ્રકટ થયા. શ્રી પુરૂષોત્તમનાં સ્વરૂપને શ્રીપુરૂષોત્તમ હોય

તેજ જાણે. એ વિષે શ્રીમદ્દભગવદ્ ગીતાના દશમાધ્યાયમાં અર્જુનનું વાક્ય છે:—

**नहि ते भगवन् व्यक्तिं, विदुर्देवा न दानवाः ।**
**स्वयमेवात्मनाऽऽत्मानं, वेत्थत्वं पुरुषोत्तम ॥**

સંવત્ ૧૫૪૯ ફાલ્ગુન સુદી ૧૧ બૃહસ્પતિવારને દિવસે શ્રી આચાર્યજીને શ્રીનાથજીએ ઝાડખંડમાં આજ્ઞા કરિ કે હું શ્રીગોવર્દ્ધનધર સ્વરૂપથી શ્રીગિરિરાજની કન્દરામાં બિરાજું છું તે તમે જાણો છો. ત્હાંના વ્રજવાસીઓને હમારૂં દર્શન થયું છે. તે હમને પ્રકટ કરવાનો વિચાર કરે છે. પરંતુ અમો તમારી વાટ જોઈએ છીએ તેથી આપ તરત મારી સેવા માટે અહીંયાં પધારો અને શ્રીકૃષ્ણાવતારના વખતના જીવ પણ અહીંયાં વ્રજમાં આવ્યા છે તેઓને શરણ લઈ સેવક કરો; ત્યારે હમે તેની સંઘાતે ક્રીડા કરશું અને શ્રીહરિદાસવર્યના ઉપર મારો મિલાપ થશે.

ત્યારે શ્રી આચાર્યજી પૃથ્વીપરિક્રમા તત્ક્ષણ ઝાડખંડમાં રાખીને વ્રજમાં પધાર્યા. તે પ્રથમ શ્રીમથુરાજી આવ્યા, અને **ઉજાગર ચોબાના** ઘરમાં બિરાજ્યા અને શ્રીયમુનાસ્નાન કરવાને વિશ્રાન્ત ઘાટ પધારવા લાગ્યા ત્યારે ઉજાગર ચોબાએ તથા બીજા મનુષ્યોએ કહ્યું "શ્રીમહારાજ વિશ્રાન્તઘાટ ઉપર તો પાંચ દિવસથી ઉપદ્રવ છે" તે સાંભળી શ્રીઆચાર્યજીએ પૂછ્યું "શું ઉપદ્રવ છે" ત્યારે સહુએ વૃત્તાંન્તપૂર્વક કહ્યું પ્રથમ દિલ્લીથી પાદશાહનો કામદાર રૂસ્તમઅલી અહીં આવ્યો હતો તેનો ઉપહાસ અહીંઆના ચોબાલોકોએ કર્યો; તેથી તેણે જઈ એક યન્ત્ર સિદ્ધ કરીને મોકલ્યો છે; તે વિશ્રાન્ત ઘાટના નાકાને રોકીને ત્યાં યન્ત્ર ટાંગીને યવન લોકો બેઠા છે; જે હિંદુ તેના નીચે

થઇને આવે જાય છે તેની શિખા કપાઇને દાઢી થઈ જાય છે; તેના ભયથી સહુને એ દિવસથી સ્નાન બંધ છે. તે સાંભળીને શ્રીઆચાર્યજીએ કહ્યું કે તીર્થપર આવીને તીર્થની વિમુખ થઇને જવું ઉચિત નહિ: તેથી હમે તો સ્નાન કરવા જઇએ છીએ હમને યન્ત્ર બાધા નહીં થવાની, તેમ જેઓને સ્નાન કરવું હોય તે હમારી સાથે ચાલો. એમ કહી આપ જનસમુદાય સહિત વિશ્રાન્ત ઘાટ ઉપર આવી સ્નાન કરી શ્રીયમુનાજીનું પૂજન યથાવિધી કરી ત્યહાંથી પધાર્યા. યન્ત્ર બાધા કોઇને ન થઇ પણ આપના ગયા પછી પૂર્વવત્ બાધા થવા લાગી. એ રીતનો પ્રભાવ જોઇ ઉજાગર ચોબે અને બીજા વ્રજવાસીઓએ વિનતી કરી "કે આ યંત્ર અહીંથી ઉઠી જાય એવો આપ ઉપાય કરો કેમકે સઘળી પ્રજા દુ:ખી છે" એવાંવચન સાંભળીને શ્રીઆચાર્યજી મહાપ્રભુને દયા આવી: તેથી એક કાગળ લખી યંત્રનો મિશ કરિને આપના સેવક વાસુદેવદાસ અને કૃષ્ણદાસને તે કાગળ આપી દિલ્હી મોકલ્યા: અને કહ્યું કે તમે બેઉ જણા દિલ્હીના મુખ્ય નાકા ઉપર રાજમાર્ગમાં આ કાગળ ટાંગી ત્યહાં બેશી રહો: તમારી ખબર પૃથ્વીપતિ બાદશાહને જ્યારે થશે ત્યારે તેનો ન્યાય થશે તેજ પ્રમાણે તેઓએ દિલ્હીમાં કર્યું, તેથી તેના નીચેથી જે યવન આવે જાય તેની દાઢી ઉખડી પડે અને ચોટલી થઈ જાય. તે ખબર લોદી સિકન્દર પાદશાહને પહોંચી, કે બે હિંદુ ફકીરોએ આવીને આ ઉપદ્રવ કર્યો છે. એ સાંભળી પાદશાહે બેઉ જણને બોલાવી પૂછ્યું; ત્યારે તેઓએ અરજ કરી આપ તો પૃથ્વીપતિ છો. હિંદુ મુસલમાન બેઉ આપની પ્રજા છે, પણ આવી રીતનો ઉપદ્રવ પ્રથમના હજુરના કામદાર રુસ્તમઅલીએ મથુરામાં સાત દિવસથી કરેલો છે. તેથી ત્યહાંની પ્રજા દુખી દેખીને હમારા ગુરૂ શ્રી આચાર્યજીએ હમને અહીંયાં મોકલ્યા

છે જેથી આપને ખબર પહોંચે. તે સાંભળી લોદી સિકંદર પાદશાહે તત્ક્ષણ રૂસ્તમઅલીને બોલાવી સઘલું વૃત્તાંન્ત પૂછી કહ્યું કેમ ? પહેલી કસૂર તારી છે, તેં કેમ જાણ્યું કે હિન્દુમાં આવા કરામાતી ફકીર નહીં હશે ? તે આ તું તારી આંખેથી દેખ અને તારો યંત્ર જલદી મંગાવી લે. કોઇ દિવસ કોઈના ધર્મ ઉપર નજર ન કરવી: એવી રીતે રૂસ્તમઅલીને કહી એ બંન્ને વ્રજવાસીઓને કહ્યું કે જ્યારે મથુરાથી યંત્ર આવી જાય ત્યારે તમારે પણ તમારો યંત્ર લઈ જલદી ચાલ્યા જવું અને તમારા ગુરૂને હમારી વિનતી કહેવી. એ પ્રમાણે વિશ્રાન્તઘાટ પરથી યવનના યત્રને ઉઠાડી ફરી ત્યહાંથી આપ શ્રીઆચાર્યજી શ્રી ગિરિરાજ પધાર્યા.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજી મથુરાંથી સર્વ સેવકોને સાથે લઈ શ્રીગોવર્ધન પર્વતની તલેટીમાં આન્યોર ગામમાં * સદુપાંડેના ઘરના આગળ ચોતરા ઉપર બિરાજ્યા. ત્યારે અનેક વ્રજવાસી લોકોએ દર્શન કરિ નિશ્ચય કર્યો કે આ કોઇ મહાપુરૂષ છે કેમકે એવું તેજ મનુષ્યોમાંહોતું નથી. પછી સદુપાંડેએ આવીને વિનતી કરી "કે સ્વામી કાંઈ ભોજન કરશો" શ્રીઆચાર્યજી મહાપ્રભુના સાથના સેવક કૃષ્ણદાસમેઘને કહ્યું કે શ્રી આચાર્યજી પોતાના સેવક વિના કોઈનું કંઈ પણ લેતા નથી. જ્યારે કૃષ્ણદાસમેઘને સદુપાંડેને ના કહી તે વખત શ્રીગોવર્ધનનાથજીએ શ્રીગોવર્ધન પર્વત ઉપરથી શ્રી આચાર્યજીને સંભળાવવાને વાસ્તે સાદ કર્યો " અલી નરો દૂધ લાવ " ત્યારે નરો બોલી જે "આજ હમારે ઘેર પરોણા આવ્યા છે " ત્યારે શ્રીનાથજીએ કહ્યું " પરોણા આવ્યા તો સારૂ થયું " પરંતુ "મારૂં દૂધ લાવ " તેના

* આન્યોરમાં સદુપાંડેના ઘરમાં હાલ પણ શ્રી મહાપ્રભુજીની બેઠક છે, અને સદુપાંડેના વંશજ સેવા કરે છે.

જવાબમાં નરો બોલી " લાલ હમણાંજ લાવું છું " તે નરો એક કટોરો ભરિ શ્રીનાથજીને દૂધ આપવા ગઈ ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ સેવક દામોદરદાસને કહ્યું કે " દમલા કાંઈ સાંભળ્યું " તે સાંભળી દામોદરદાસે કહ્યું મહારાજ સાંભળ્યું તો ખરૂં પણ કંઈ સમજણ પડી નહીં. તેથી શ્રીઆચાર્યજી મહાપ્રભુએ કહ્યું કે અહીંયા શ્રીનાથજી પ્રકટ થયા છે. સવારે શ્રીગોવર્ધન પર્વત ઉપર જઈશું એમ પરસ્પર વાતો કરે છે તેટલામાં નરો શ્રીનાથજીને દૂધ પીવરાવી પાછી આવી; તેને દેખીને શ્રી આચાર્યજી મહાપ્રભુએ બોલાવી કહ્યું કે આમાં દૂધ કાંઇ બાકી કહ્યું છે. ત્યારે નરો બોલી કે " રંચક છે" તે દૂધ શ્રીઆચાર્યજી મહાપ્રભુએ માગ્યું તે વખત નરોએ કહ્યું કે "મહારાજ ઘરમાં ઘણું દૂધ છે જેટલું જોઇએ તેટલું લાવું " પણ તે લાવવાને શ્રી આચાર્યજીએ ના કહી ત્યારે સદુપાંડેએ પોતાને સેવક કરવાની વિનતી કરી તેથી શ્રીમહાપ્રભુજીએ તેને નામ સંભળાવ્યું અને સેવક કરીને તેમની સર્વસેવા અંગીકાર કરી. પછી રાત્રિએ સદુપાંડે, માણેકચંદપાંડે આદિ સઘળા સેવકો શ્રીઆચાર્યજીની સન્મુખ દંડવત્ કરીને બેઠા; ત્યારે શ્રીઆચાર્યજીએ પૂછ્યું કે અહીંયાં પર્વતમાં, શ્રીદેવદમન કેવા પ્રકારથી પ્રકટ થયા છે, તે વાર્તા કહો. તેના જવાબમાં સદુપાંડેએ વિનતી કરી કે મહારાજ આપ તો સર્વ વૃત્તાંત જાણો છો અને હમને પૂછો છો પણ શ્રી આચાર્યજીના આગ્રહથી સદુપાંડેએ શ્રીનાથજીના પ્રાકટ્યનો પ્રકાર કહ્યો તે સાંભળીને શ્રીઆચાર્યજીનું હૃદય ભરાઇ આવ્યું.

બીજે દિવસે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી સેવકો સહિત અતિ હર્ષથી શ્રીગિરિરાજ ઉપર પધાર્યા, અને થોડીક દૂર શ્રીનાથજી પણ બહુ પ્રસન્ન થઇ સ્હામા પધારિ, અને પરસ્પર મળી ઘણા પ્રસન્ન

થયા. તેથીજ ગોપાળદાસજીએ ગાયું છેઃ—"**हरखेते रहामा आवीया श्रीगोवर्धन उद्धरण** ઇત્યાદી.

શ્રીઆચાર્યજી મહાપ્રભુને શ્રી નાથજીએ આજ્ઞા કરિ કે " મને પાટ બેસાડો અને મારી સેવાનો પ્રકાર પ્રગટ કરો, સેવા વિના પુષ્ટિમાર્ગમાં અંગીકાર નહોય" ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુએ એક * ન્હાનું મંદિર તૈયાર કરાવી તેમાં શ્રીનાથજીને પાટ બેસાડ્યા અને અપ્સરાકુંડની પાસમાં એક ગુફા હતી ત્યહાં રામદાસ નામે એક ભકત રેહેતા; તે શ્રીઆચાર્યજીને પધાર્યા જાણી તેમના સેવક થયા. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ રામદાસજીને આજ્ઞા કરીકે ' તમે શ્રી નાથજીની સેવા કરો ' એમ આજ્ઞા કર્યાથી રામદાસજીએ કહ્યું કે " મહારાજ હું તો કંઇપણ સમજતો નથી તો સેવા કેમ કરૂં મેં તો કોઇ દિવસ સેવા કરી નથી ત્યારે શ્રીનાથજીની ઇચ્છા જાણી શ્રીઆચાર્યજી મહાપ્રભુએ રામદાસજીને કહ્યું કે તમને શ્રીનાથજી શિખવશે " એમ કહી શ્રી આચા-

* આ ન્હાનું મંદિર શ્રીઆચાર્યશ્રીએ પોતાના શ્રીહસ્તથી શ્રી ગિરિરાજ ઉપર ઇંટોનું બનાવ્યું અને આ મંદિરમાંજ સંવત ૧૫૫૬ માં (ચૈત્રસુદિ ૨ પહેલાં હોય એમ બીજા ગ્રન્થો ઉપરથી અનુમાન થાય છે ) શ્રીગોવર્ધનનાથજીને પાટ પધરાવ્યા અને પોતાના શ્રી હસ્તથી શણગાર કરી સામગ્રી કરી ભોગ ધર્યો ( આજથી શ્રીનાથજીને પ્રથમ અન્નનો ભોગ ધરવો શરૂ થયો. ) અને એ પ્રમાણે હમેશાં સેવા કરવાનું રામદાસજીને સોંપ્યું હાલ શ્રીગિરિરાજજી ઉપર આન્હાના મંદિરના ચોકની નીશાની ત્યાંના વ્રજવાસીઓ બતાવે છે. તે માત્ર થોડીજ નાની જગામાં છે. ( જુઓ અમારા તરફથી પ્રકટ થયેલી ચોરાશી વૈષ્ણની વાર્તામાં રામદાસ ચોહાણની વાર્તા )

ર્યજીએ મોર ચંદ્રિકાનો નવો મુકુટ તૈયાર કરાવ્યો અને શ્રીઆચાર્યજીએ શ્રીનાથજીની સેવા અને શણગાર કરિને રામદાસજીને બતાવી કહ્યું કે તમે નિત્ય સવારે ગોવિન્દ કુંડમાં સ્નાન કરી જલનું પાત્ર ભરિ લાવજો તેનાથી શ્રીનાથજીને સ્નાન કરાવી અંગવસ્ત્ર કરિને જેવો હમે શણગાર કર્યો છે તેજ પ્રમાણે કરજો અને જે કાંઇ ભગવત્ ઇચ્છાથી પ્રાપ્ત થાય તે પદાર્થ સિદ્ધ કરિ તેનો શ્રીઠાકુરજીને ભોગ ધરજો ને તેથી તમે તમારો નિર્વાહ કરજો વળી દૂધ, દહી, માખણ આદિ તો આ સર્વે વ્રજવાસી ભોગ ધરે છે. પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુએ સદુપાંડે વિગેરે વ્રજવાસીઓને આજ્ઞા કરિ જે શ્રીગોવર્ધનનાથજી મ્હારૂં સર્વસ્વ છે, તેથી તેમની સેવામાં તમે તત્પર રહેજો અને ઉપદ્રવ થાય તો સાવધાન રેહેજો; જેમ શ્રીનાથજી પ્રસન્ન રહે તેમ કરજો એ પ્રમાણે કહીને શ્રીઆચાર્યજી મહાપ્રભુ પૃથ્વી પરિક્રમા કરવા પધાર્યા. એરીતે જે દિવસથી શ્રીનાથજીને શ્રીઆચાર્યજીએ સ્વહસ્તથી પાક સિદ્ધ કરીને સમર્પ્યો તે દિવસ શ્રીનાથજીએ અન્ન પ્રાશન કર્યું ત્હાં સુધી દૂધ દહીજ આરોગ્યા અને હવે તો તે દીવસથી વ્રજવાસીઓના પાસેથી છાક ( રાંધેલુ અન્ન ) આરોગવા લાગ્યા.

એક **પાથો.** નામની **ગુજરી** ગાંડોલી ગામની પોતાના છોકરા સારૂ છાક લઇ જતી હતી તેમાંથી બલાત્કારથી બે રોટી શ્રીનાથજી ગ્રહણ કરી આરોગ્યા.

એવીજ રીતે એક **ખેમા ગુજરી** ગોવર્દ્ધનની દહીં વેચવાને જતી હતી તેને દાનઘાટીના રસ્તાઉપર શ્રીદેવદમન મળ્યા, દહીંનું દાણ માગ્યું તે તેણે દીધું; પરંતુ શ્રીદેવદમને કહ્યું કે તારૂ દહી તો હમે લૂટી ખાઇશું નહી તો બે રોટલી અને દહી-ભાતનો છાક નિત્ય

પહોંચાડી જાયા કર. જ્યારે તે દહી વેચવા જાય ત્યારે નિત્ય સાથે લઇ જાય તે શ્રીદેવદમન આરોગે અને જે દીવસ નહી લઈ જાય તે દીવસનું તેનું લુંટી ખાય.

એક અડીંગ ગામનો વ્રજવાસી ગોપાલ ગ્વાલ હતો તેને અડીંગના રસ્તામાં શ્રીદેવદમનનું દર્શન થયું તેને આજ્ઞા કરી કે તું મને દૂધ અને રોટલી લાવી દે. ત્યારે તેણે ગાય વનમાંજ દોહિને દૂધ આરોગાવ્યું તેમ બેઝરની ( જવ અને ચણા ભેગા કરે તેને વ્રજમાં બેઝર કહે છે. ) રોટલી પોતાને ખાવાને વાસ્તે ઘેરથી લાવ્યો હતો તે અર્પણ કરી શ્રીદેવદમન તે આરોગ્યા અને ગોપાલ ગ્વાલને આજ્ઞા કરી કે તું મ્હારાં દર્શન કરવા નિત્ય આવ્યા કર. તે ગ્વાલને સ્વરૂપાશક્તિ થઇ તે શૃંગારનાં દર્શન કરવા નિત્ય આવે તે વેળા શસ્ત્ર ખોલવાનું અનુસન્ધાન ન રહે તેથી બીજા માણસને કહિ રાખ્યું કે તું મ્હારાં શસ્ત્ર તે વેળા ખોલી લેજે; અને જ્યારે દંડવત્ કરે ત્યારે ગદ્‌ગદ્ કંઠ થઈને પ્રેમનાં આંસુઓની ધારા ચાલે તેથી જગા ભીંજાઇ જાય અને બે આદમી પકડીને શ્રીગિરિરાજથી નીચે ઉતારે ત્યારે ઉતરે.

આગરામાં જઈ એક બ્રાહ્મણનો છોકરો હતો તેને સ્વપ્નમાં શ્રીદેવદમને દર્શન આપી આજ્ઞા કરી કે "હું વ્રજનો ઠાકુર છું. તું શ્રીગિરિરાજ આવી મ્હારાં દર્શન કર" ત્યારે સવારમાંજ તે બ્રાહ્મણના છોકરાએ હઠ ઘણીજ કરી કે મને વ્રજના શ્રીઠાકુરજીનાં દર્શન કરાવો ત્યારે તેના પિતાએ વ્રજના સઘળા ઠાકુરજી હતા તેનાં દર્શન કરાવ્યાં; પરંતુ તે છોકરાના મનમાં સ્વસ્થતા ન થઇ; ત્યારે શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં તે વખત છોકરાએ કહ્યું "આ શ્રીઠાકુરજીએ મને દર્શન કરાવ્યાં હતાં" તે છોકરાની શ્રીનાથજીએ બાંહ પકડી સદેહ—એજ

શરીરથી આપની લીલામાં ગોપ મંડલીમાં સામેલ કર્યો; અને તેનો પિતા પણ દર્શન કરીને ઘણોજ પ્રસન્ન થયો. માધ્વ સંપ્રદાયનો વૈષ્ણવ હતો તેથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું કે જ્હાંની વસ્તુ હતી ત્હાં ગઈ એમ કહી ચિત્તનું સમાધાન કરી પોતાને ઘેર ગયો; કંઇ પણ આગ્રહ તેણે કર્યો નહીં. તે પછી એ બ્રાહ્મણ મ્હોટો વૈષ્ણવ થયો. પ્રેમાનિધિમિશ્ર તેનું નામ હતું. એવાં એવાં શ્રીઠાકુરજીએ વ્રજવાસિઓ સાથે અનેક ચરિત્ર અને કૌતુક કર્યાં.

એક સખીતરા ગામમાં માંડલિયા પાંડે હતો, તેના છોકરાની વહુ જે દિવસ ઘરમાં આવી તેજ દિવસ એમની ભેંસ ખોવાઈ ગઇ, ત્યારે તેણે કહ્યું કે આ વહુ અવળાં પગલાંની છે ત્યારે તે વહુને માઠું લાગવાથી શ્રીદેવદમનની માનતા કરી; " હે દેવદમન મારી ભેંસ જડશે તો હું તમને દસ શેર માંખણ આરોગાવીશ " તે માનતા કરતાંજ તેમની ભેંસ જડી, ત્યારે તે ઘરનાંએ ખુશી થઇને તે વહુને વલોવાનું કામ સોંપ્યું. પાંચ સાત શેર માંખણ નિત્ય થતું તેમાંથી અરધો શેર માંખણ ચોરી રાખતી. એમ કરતાં જ્યારે દસ શેર માંખણ થયું; ત્યારે તે નિત્યનું માંખણ વલોણામાં મેળવી તાજા વલોણાનું માંખણ દશ શેર લઇ આપને વિનતી કરિ કે' તમે તમારૂં માખણ લેઈ જાવો. સાસુ અને ઘરનાં માણસો આગળ મારૂં આવવું બનશે નહીં " આવો તેનો આગ્રહ જોઇને તેને ઘેર જઈ આપ માખણનું દોણું શ્રીગિરિરાજપર લઈ ગયા, તેમાંનું માંખણ આપ આરોગ્યા, તથા સખા મંડલીને આપ્યું, કેટલુંએક વાંદરાઓને ખવડાવ્યું; તેમ કુંભનદાસને મુખે ચોપડયું અને શેષ શ્રીગિરિરાજ ઉપર ઉડાડયું તે દિવસે જન્માષ્ટમી હતી તેથી ભાવાત્મક ઉત્સવ માન્યો. વળી કુંભનદાસને કહ્યું કે ' તું કાંઈ કીર્તન કર " ત્યારે કુંભનદાસે એ પદ

ગાયું:—॥ राग सोरठ ॥ आंगन दधिको उदधि भयो हो " ઈત્યાદિ.

એક ચતુરાનાગા નામનો ભગવદ્ભક્ત હતો તે ટોડનાઘનાની ઝાડીમાં તપસ્યા કરતો. શ્રીગિરિરાજ ઉપર કોઈ દિવસ પગ દેતા નહીં. તેને દર્શન દેવાને વાસ્તે શ્રીનાથજી ભેંસા (પાડા) ઉપર ચઢિને ટોડની ઝાડીમાં પધાર્યા. રામદાસજી સદૂપાંડે વિગેરે ભક્તો સાથે હતા. ત્યહાં તે મહાપુરૂષે દર્શન કરી ઘણો ઉત્સવ માન્યો. વનમાંથી કંકોડા વીણી લાવી તેનું શાક કર્યું અને શીરો કર્યો શ્રીનાથજીને ભોગ સમર્પ્યો. આરોગતાં શ્રીનાથજીએ આજ્ઞા કરિ 'કુંભનદાસ કાંઈ કીર્તન ગા.' ત્યારે કુંભનદાસે એ કીર્તન ગાયું:—

॥ राग सारंग. ॥

भावतहे तोहि टोडको घनो ॥
कांटा भगे गोखरु टूटे फाटचो है सब तन्यो. ॥१॥
सिंहे कहा लोंखरीको डर यह कहा बानक बन्यो ।
कुंभनदास तुम गोवर्द्धनधर
वह कोंन रांड ढेडनीको जन्यो ॥ २ ॥

સંવત્ ૧૫૫૨ શ્રાવણ શુદી ૩ બુધવારને દિવસે ચતુરાનાગાનો મનોરથ સિદ્ધ કરિને શ્રીનાથજી શ્રીગિરિરાજ ઉપર પધાર્યા. આ રીતે સર્વ વ્રજવાસીઓ સાથે ઘણાં ચરિત્ર કરતા હતા.

સંવત્ ૧૫૫૬ ચૈત્ર શુદી ૨ ને દહાડે શ્રીનાથજીએ પૂર્ણમલ્લ ક્ષત્રિને સ્વપ્નમાં આજ્ઞા કરી જે "તું મ્હારૂં મ્હોટું મંદિર વ્રજમાં આવી બનાવ્ય."

ત્યારે પૂર્ણમલ્લ અંબાલય ગામથી દ્રવ્ય સંગ્રહ કરી ચાલ્યા તે વ્રજમાં શ્રીગોવર્દ્ધન આવ્યો અને ત્હાં આવીને તેણે પુછ્યું કે "અહીયાં શ્રીદેવદમન ઠાકર સાંભળ્યા છે તે કયહાં બિરાજે છે" ત્યારે એક વ્રજવાસીએ બતાવ્યા તેથી તે શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરી ઘણોજ પ્રસન્ન થયો પછી તે શ્રીઆચાર્યજીની પાસે ગયો અને સાંષ્ટાંગ દંડવત્ કરી વિનતી કરી કે "જે મહારાજ શ્રીનાથજીની ઈચ્છા એક મ્હોટું મંદિર બનાવવાની જણાય છે" મને સ્વપ્નમાં આજ્ઞા આપે કરી છે તેથી હું દ્રવ્ય સંગ્રહ કરી લઈ આવ્યો છું. ત્યારે આપે શ્રીમુખથી શ્રીઆચાર્યજીએ આજ્ઞા કરી કે હા હા શીઘ્ર મંદિર બનાવો. ત્યારે તેણે શ્રીગિરિરાજને પૂછ્યું કે આપના ઉપર મંદિર બંધાશે ને કોદાળો લાગશે તેની શી આજ્ઞા છે? ત્યારે શ્રીગિરિરાજે કહ્યું કે મારાં હૃદયમાં શ્રીનાથજી બિરાજશે તેથી મને કોદાળો લાગવાનો કંઈજ પારશ્રમ નહીં થાય. મંદિર સુખેથી સિદ્ધ કરાવો.

એક હીરામણી મિસ્તરી આગ્રાનો રેહેવાસી હતો તેને શ્રીજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી કે "તું મારૂં મંદિર નિરમાણ કરવા આવ" ત્યારે તેણે શ્રીગોવર્ધનમાં આવીને શ્રીઆચાર્યજી મહાપ્રભુ પાસે આજ્ઞા માગી "મને શ્રીનાથજીએ આજ્ઞા કરી છે તે આપ આજ્ઞા કરો તો મંદિર સિદ્ધ થાય અને પાયો પડે" ત્યારે શ્રીઆચાર્યજીએ શ્રીમુખથી આજ્ઞા કરિ "કે તમે મંદિરનું ચિત્ર કાગળ ઉપર લખી લાવો." ત્યારે તે સર્વ મંદિરનું ચિત્ર મ્હોટા કાગળમાં ઉતારી લાવ્યો તે ચિત્રને શ્રીઆચાર્યજીએ જોયું તેમાં શિખર જોયું ત્યારે આજ્ઞા આપી "બીજું ચિત્ર ઉતારી લાવ" ત્યારે તે બીજું ચિત્ર ઉતારી લાવ્યો તેમાં પણ શિખર જોઈ ફરી આજ્ઞા કરી "ત્રીજું ઉતારી લાવ" ત્યારે તે ત્રીજું ઉતારી લાવ્યો તેમાં પણ શિખર જોઈ

શ્રીઆચાર્યજી મહાપ્રભુએ દામોદરદાસને આજ્ઞા કરી કે શ્રીનાથજીની આજ્ઞા શિખર મંદિરની છે તેથી કેટલાએક સમય પર્યંત અહિં બિરાજશે ત્યાર પછી યવનનો ઉપદ્રવ થશે ત્યારે શ્રીજી બીજા દેશમાં પધારશે અને કેટલાએક સમય સુધી ત્યાં બિરાજશે પછી ફરી વ્રજમાં પધારશે: ત્યારે પૂછરી ગામની તરફ પૃથ્વી ઉપર મંદિર બનશે. શ્રીગિરિરાજનાં ત્રણ શિખર છે. આદિશિખર, બ્રહ્મશિખર અને દેવશિખર. તેમાંથી પ્રથમ શ્રીકૃષ્ણાવતારમાં આદિશિખર ઉપર ક્રિડા કરી, હમણાં વચમાંના દેવશિખર ઉપર ક્રીડા કરે છે, અને ક્રીડાના અવસાન સમયમાં બ્રહ્મશિખર ઉપર ક્રીડા કરશે. આદિશિખર અને દેવશિખર તો પૃથ્વીમાં ગુપ્ત છે, બ્રહ્મશિખર પ્રગટ દર્શન દે છે. આપ શ્રી ગોવર્ધનનાથજી છે તેથી શ્રીગોવર્ધન ઉપર ક્રીડા કરે છે.

એવી રીતે આજ્ઞા કરીને સંવત ૧૫૫૬ વૈશાખ શુદી ૩ આદિત્યવારને દિવસે રોહિણી નક્ષત્રમાં શ્રીનાથજીના નવીન મંદિરનો પાયો નંખાયો. પૂર્ણમલ્લની પાસે એક લક્ષ અને ઉપરાંત કેટલાક હજાર મુદ્રા હતી તેમાંની એક લાખ મુદ્રા તો મંદિરમાં ખરચ થઇ ગઇ અને થોડી બાકી રહી તે લઇ પૂર્ણમલ્લ દક્ષિણમાં ગયો. ત્યહાંથી રત્ન લાવીને વેચ્યાં તેમાં ત્રણ લાખ મુદ્રા પેદા થઇ તે મુદ્રા લાવી વીસ વર્ષ પછી ફરી મંદિર સંપૂર્ણ બનાવ્યું ત્યહાં સુધી એ મંદિર અડધુંજ રહ્યું હતું, ત્યહાંસુધી પ્રથમના મંદિરમાંજ શ્રીનાથજી બિરાજ્યા અને વ્રજવાસિઓમાં ક્રીડા કરવાની ઇચ્છા હતી તેથી પ્રતિબંધ વીસ વરસનો કર્યો, તેટલા સુધી રામદાસ ચોહાણ રજપૂતે સેવા કરી અને સંવત ૧૫૬૫ થી આરંભીને તે સંવત ૧૫૭૬ સુધી એજ પ્રકારે ક્રીડા કરી.

જ્યારે *મ્હોટું મંદિર બની તૈયાર થયું તેજ સમયે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી પૃથ્વી પરિક્રમા કરી વ્રજમાં પધાર્યા અને જે મ્હોટું મંદિર બન્યું હતું તેમાં સંવત્ ૧૫૭૬ વૈશાખ સુદી:૩ અક્ષયતૃતીયાને દિવસે શ્રીનાથજીને પાટ બેસાડ્યા ત્યારે પૂર્ણમલ્લ તે દિવસ શ્રીગોવર્ધનનાથજીનાં દર્શન કરીને ઘણોજ પ્રસન્ન થયો અને પોતાનું પરમ ભાગ્ય માનવા લાગ્યો કે ધન્ય શ્રીગોવર્ધનનાથજીએ મને અનુગ્રહ કરિને આ સુખ દેખાડ્યાં. તે સમયે શ્રીઆચાર્યજી મહાપ્રભુ પૂર્ણમલ્લ ક્ષત્રી ઉપર ઘણા પ્રસન્ન થયા. અને શ્રીમુખથી આજ્ઞા

* હાલ શ્રી ગિરિરાજજી ઉપર આ મંદિર પ્રગટ છે આ મંદિરમાં જવા માટે શ્રી ગિરિરાજ ઉપર થોડે ઉંચે ગયા પછી આ મંદિરની સિંધપોર આવે છે. ત્યાંથી લગભગ ૫૦ પગથીઆં ચઢ્યા પછી એક પડી ગયેલો ભાગ મંદિરનો આવે છે. તેને ત્યાંના વ્રજવાસીઓ આ શ્રીનાથજીનો કૃષ્ણ ભંડાર છે એમ જણાવે છે. ત્યાંથી આગળ ચાલતાં મણિ કોઠો, ડોલ તિબારી, જગમોહન વગેરે ચોક પણ છે. તેની નીચે ચાર ટાંકા જેવું છે. તે અનાજ તેમજ ઘી, તેલના ભંડાર છે. એમ બતાવે છે. નિજ મંદિરમાં શ્રીનાથજીને બિરાજવાનું છે તેની સાથે શૈયા મંદિરમાં એક ગુફા છે. તે ગુફાના સંબંધમાં ત્યાંના વૃદ્ધ વ્રજવાસીઓ કહે છે કે “ આગળ કોઈ એક રાજા આ ગુફાની શોધ કરવા માટે માણસો સાથે ગયો હતો, અને ૧૨૦૦ મણ તેલના કાકડા બળી ગયા પણ કંઈ પત્તો લાગ્યો નહિ હાલ તો આ ગુફામાં થોડે દૂર સુધી માણસથી જઇ શકાય છે. પછી ગમ્ય પડતી નથી. કહે છે કે તેમાં નિજ લીલાના જીવોનો વાસો છે ત્યાં શ્રીનાથજીની સેવા સદા સર્વદા નિત્ય થાય છે.

[ જુઓ ચોરાશી વૈષ્ણવની વાર્તામાં વાર્તા ૨૪ મી ]

કરી કે પૂર્ણમલ્લ કંઈ માગ હું તારા ઉપર ઘણોજ પ્રસન્ન થયો છું ત્યારે પૂર્ણમલ્લે શ્રીઆચાર્યજી મહાપ્રભુપાસે વિનતી કરી કે "મહારાજ હું અતિ ઉત્તમ સુગંધિત અરગજા મારા હાથથી શ્રીનાથજીના શ્રીઅંગમાં સમર્પણ કરૂં" ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ આજ્ઞા કરી કે આજ કોઇ વાતનો મનોરથ તારા મનમાં રાખ માં. સુખેથી સમર્પણ કર; ત્યારે તો પૂર્ણમલ્લ અતિપ્રસન્ન થઇ અતિ ઉત્તમ અત્તર અરગજા સહિત કટોરો ભરિ અને ફુલેલ સિદ્ધ કરિ શ્રીગોવર્ધનનાથજીને સમર્પિ શ્રીઅંગમાં ધરાવ્યું, અને અત્યંત સ્નેહ પ્રીતિ વાત્સલ્ય કર્યું અને પોતાનું મ્હોટું ભાગ્ય માન્યું. પછી વસ્ત્ર આભૂષણ વિગેરે શૃંગાર શ્રીઆચાર્યજી મહાપ્રભુએ શ્રીગોવર્ધનનાથજીને કર્યો તે દિવસ અનિર્વચનીય સુખ થયું અને મ્હોટો ઉત્સવ થયો ત્યારે પૂર્ણમલ્લે ઘણીજ પ્રસન્નતાથી શ્રીઆચાર્યજી મહાપ્રભુની સેવા ઘણી સારી રીતે કરી, ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુ પ્રસન્ન થયા અને પોતાના શ્રીઅંગનો પ્રસાદી ઉપરણો પૂર્ણમલ્લને ઓઢાડયો અને પૂર્ણમલ્લ સાષ્ટાંગ દંડવત્ કરી આજ્ઞા માગી પોતાને સ્વદેશ **અંબાલય** ગયો.

પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુએ સદુપાંડેને બોલાવી આજ્ઞા કરી કે "શ્રીગોવર્ધનનાથજીનું મંદિર તો મ્હોટું સિદ્ધ થયું તેથી આવા મ્હોટા મંદિરમાં તો સેવક ઘણા જોઇએ તો તમે બ્રાહ્મણ છો અને શાસ્ત્રની મર્યાદા છે તેથી ભગવત્ સેવા તો બ્રાહ્મણ કરે તો સારૂં" ત્યારે સદુપાંડેએ કહ્યું, મહારાજ અમારી જ્ઞાતિના તો કાંઈ આચાર વિચારમાં સમજતા નથી માટે જે કોઈ સેવામાં સમજે તેને રાખવા. તેથી શ્રીકુંડ ઉપર બ્રાહ્મણ વૈષ્ણવ શ્રીકૃષ્ણચૈતન્યના સેવક છે તેમને રાખો તો સારૂં. ત્યારે શ્રીઆચાર્યજીએ શ્રીનાથજીની

સેવામાં બંગાલી બ્રાહ્મણોને રાખ્યા અને સેવાની રીત બતાવી. માધવેન્દ્રપુરીને મુખિયા નિમ્યા અને તેમના સેવકોને સેવામાં રાખ્યા. કૃષ્ણદાસજીને અધિકારીની સેવા સોંપી, કુંભનદાસને કીર્તનની સેવા આપી, શ્રીઆચાર્યજી મહાપ્રભુએ નિત્યનો નેગ બાંધ્યો કે આટલી સામગ્રી તો શ્રીજી નિત્ય આરોગશે ને આટલો નેગતો સદુપાંડે પોહોચાડશે. તેથી વધારે આવે તો વધારે ધરાવજો ને તે મહાપ્રસાદથી તમે તમારો નિર્વાહ ચલાવજો અને શ્રીનાથજીની સેવાનો સમય કોઈ ચૂકશો નહીં. વળી ભગવત્ ઇચ્છાથી જે પ્રાપ્તિ થાય તે ધરજો પરંતુ શ્રીગોવર્ધનનાથજીને અવાર ન થાય અને સમય પહોંચજો. એ પ્રમાણે શ્રીઆચાર્યજી મહાપ્રભુ શ્રીમુખથી આજ્ઞા કરી પોતે પૃથ્વી પરિક્રમા કરવા પધાર્યા.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના પૃથ્વીપરિક્રમા કરવા સારૂ પધારતા પહેલાં એક દિવસ શ્રીગોવર્ધનનાથજીએ શ્રીઆચાર્યજીને કહ્યું કે "મને ગાય લાવી દ્યો" ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ કહ્યું કે "તૈયાર છે" અને તેજ વખત શ્રીઆચાર્યજી મહાપ્રભુએ સદુપાંડેને કહ્યું કે શ્રીગોવર્ધનનાથજીની ઇચ્છા ગાય લાવવાની થઈ છે. તો હમારી પાસે આ સોનાની વીંટી છે તેની ગાયો જેટલી આવે તેટલી લાવો. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુને સદુપાંડેએ વિનતી કરી "કે મહારાજ મારાં ઘરમાં એટલી ગાયો છે તે કોની છે એ સર્વ ગાય ભેંસ છે તે આપનીજ છે તેમાં અમારૂં છે શું માટે આપ આજ્ઞા કરો તેટલી ગાયો લાવું" ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુ કહે કે તમે લાવો તેની તો હમો ના કહેતા નથી તમારી ઇચ્છા, પણ મને શ્રીગોવર્ધનનાથજીએ આજ્ઞા કરી છે તેથી આ સુવર્ણની ગાયો લાવી દ્યો. ત્યારે સદુપાંડેએ સુવર્ણ વેચીને ગાયો લાવી આપી. તે શ્રીનાથજીના

આગળ ઉભી રાખી, શ્રીનાથજી તે ગાયો દેખી બહુ ખુશી થયા. પછી સઘળા વ્રજવાસિઓએ સાંભળ્યું કે શ્રીનાથજીને ગાયો ઘણીજ પ્રિય છે તેથી કોઈ ચાર ગાય, કોઇ બે ગાય, કોઇ એક ગાય એ પ્રમાણે સઘળાઓએ ગાયો લાવીને શ્રીનાથજીને ભેટ કરી. એવી રીતે હજારો ગાયો ભેટ થઈ ત્યારે શ્રીનાથજીનું નામ શ્રીઆચાર્યજી મહાપ્રભુએ "ગોપાળ" ધર્યું. તેથીજ ભગવદીય છીતસ્વામીએ ગાયું છે કે.

॥ राग पूरवी. ॥ आगे गाय पीछें गाय इत गाय उत्त गाय
गोविंदाको गायनमें वासवोई भावे ॥
गायनके संग धावें गायनमें सुख पावें गायनकी खुररेणु तन
अंग लपटावे ॥ १ ॥
गायनसों व्रज छायो वैकुंठ बिसरायो गायनके हेत गिरि
कर ले ऊठावें ॥
छीतस्वामि गिरिधारी विट्ठलेश वपुधारी ग्वालियाको भेष
किये गायनमें आवें ॥ २ ॥

એક દિવસ ચતુરાનાગાએ ગોવિંદ કુન્ડ ઉપર આવી રોટલી અને વડી તૈયાર કરી શ્રીનાથજીને ભોગ ધર્યો તેજ વખતે માધવેન્દ્રપુરીએ શ્રીજીને પર્વત ઉપર રાજભોગ ધર્યો હતો તેને છોડિને શ્રીનાથજી ગોવિન્દ કુન્ડ ઉપર ચતુરાનાગાને ત્યહાં પધાર્યા. પરંતુ સામગ્રી થોડી હતી તેથી તૃપ્ત ન થયા માટે માધવેન્દ્રપુરીને આજ્ઞા કરી "હું ભુખ્યો છું રાજભોગ ફરી કરો." ત્યારે રાજભોગ ફરિ કર્યો.

માધવેન્દ્રપુરી શ્રીજીને નિત્ય મુકુટ કાછનીનો શૃંગાર કરતા અને

ઉત્સવને દિવસે પાઘડીનો શૃંગાર કરતા અને નિત્ય ચંદન સમર્પતા, પરંતુ તે શ્રીજીને પસંદ નહીં લાગતું, તો પણ શ્રીઆચાર્યજી મહાપ્રભુના રાખેલા હતા તેથી આજ્ઞા કંઈપણ નહીં કરતા. એવી રીતે વર્ષ ૧૪ ચૌદ પર્યંત બંગાલિઓએ સેવા કરી, તેઓએ એક વૃંદા દેવીનું સ્વરૂપ શ્રીજીની પાસ બેસાડ્યું તે શ્રીજીને અપ્રિય લાગ્યું ત્યારે અવધુતદાસને આજ્ઞા કરી કે કૃષ્ણદાસને કહો આ બંગાલિઓ મારૂં દ્રવ્ય ચોરી લઇ જાય છે તેથી એ બંગાલિઓને કાઢો.

તે સમયમાં સંવત્ ૧૫૮૭ આષાઢ સુદી ૨ ઉપરાંત ૩ ને દિવસે મધ્યાન્હ સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુ શ્રીકાશીમાં હનુમાન ઘાટ ઉપર શ્રીગંગાજીના મધ્યપ્રવાહમાં પધારી પદ્માસન કરી સ્વધામમાં પધાર્યા.

તદનન્તર શ્રીઆચાર્યજી મહાપ્રભુના પ્રથમ પુત્ર શ્રીગોપીનાથજી ગાદી ઉપર બિરાજ્યા અને ત્રણ વર્ષ સુધી શ્રીજીની સેવા કરી ત્યહાંસુધી બંગાલી સેવામાં રહ્યા અને શ્રીગોપીનાથજીએ એક લાખ રૂપૈઆનાં વાસણ તથા આભરણ ( આભૂષણ ) શ્રીજીને માટે બનાવ્યાં.

શ્રીગોપીનાથજીના પુત્ર શ્રીપુરૂષોત્તમજી શ્રીગિરિરાજની કંદરામાં પધાર્યા ત્યહાં શ્રીજીએ પોતાના હાથથી પકડી સદેહથી લીલામાં અંગીકાર કર્યા.

પુત્રના વિયોગથી શ્રીગોપીનાથજીનું ચિત્ત બહુજ ઉદાસ થયું, ત્યારે આપ શ્રીજગન્નાથજી પધાર્યા ત્યહાં શ્રીબલદેવજીના સ્વરૂપમાં સમાઈ ગયા. ( લીન થઇ ગયા ) અને પૂર્વ સ્વરૂપને પામ્યા.

શ્રીઆચાર્યજી મહાપ્રભુના બે પુત્ર પ્રથમ શ્રીગોપીનાથજી તે શ્રી જગન્નાથજીને સમર્પ્યા અને બીજા પુત્ર શ્રીગુસાંઇજી શ્રીમદ્દિ્ઠલનાથજીનું

રાજ્ય થયું ત્યારે બંગાલિઓને રજા આપી અને શ્રીજીની ઈચ્છા જાણીને ગુજરાતી બ્રાહ્મણ સેવામાં રાખ્યા, રામદાસને મુખિયા કરી સર્વ બ્રાહ્મણોને સેવામાં રાખ્યા.

માધવેન્દ્રપુરીને શ્રીજીએ આજ્ઞા કરી કે "અસલ મલયાગર ચંદન લાવી મને સમર્પો કેમકે તમને ચંદન લગાડવાનો પ્રેમ છે" એવી આજ્ઞા માધવેન્દ્રપુરીએ સાંભળી દક્ષિણ દિશા તરફ ચંદન લેવા ગયા.

રસ્તામાં માધવેન્દ્રપુરીને શ્રીગોપીનાથજીનાં દર્શન થયાં તે દર્શન કરીને એક ધર્મશાળા હતી તેમાં સુતા. અને ચિત્તમાં વિચાર કર્યો જે શ્રી ગોપીનાથજીને ખીરના અટકા ( દોણી જેવું વાસણ ) ઘણાજ ભોગ આવે છે, એવા અટકા મેં શ્રીજીને કોઇ દિવસ ભોગ ધર્યા નથી; એવો પશ્ચાતાપ ચિત્તમાં કર્યો. તે વખત શ્રીગોપીનાથજીને શયન ભોગ આવ્યો; તેમાંનો એક ખીરનો અટકો શ્રીગોપીનાથજીએ ચોરીને સિંહાસન નીચે છુપાવી રાખ્યો. જ્યારે ભોગ સર્યો ત્યારે તેમાં એક ખીરનો અટકો ઘટયો, તે વખત પંડયા (રસોઇયા કે પૂજારી) અંદર અંદર લડવા લાગ્યા તે જોઇ શ્રીગોપીનાથજીએ કહ્યું કે "એ અટકો મેં ચોર્યો છે તે સિંહાસન નીચે છે, તે લઈને એક પંડયો જાઓ અને શ્રીનાથજીના મુખિયા માધવેન્દ્રપુરી આવ્યા છે તેને આપી આવો" ત્યારે તે અટકો લઇ એક પંડયો ગામમાં બુમ પાડતો ફર્યો કે કોઇ માધવેન્દ્રપુરી શ્રીનાથજીના મુખિયા આવેલ છે. આ બૂમ સાંભળી માધવેન્દ્રપુરી બોલ્યા કે એક માધવેન્દ્રપુરી તો હું છું, ત્યારે પંડયાએ ખીરનો અટકો આપ્યો અને કહ્યું કે શ્રીગોપીનાથજીએ તમને પ્રસાદ મોકલ્યો છે; તે લઇ માધવેન્દ્રપુરી ઘણાજ પ્રસન્ન થયા તે દિવસથી

શ્રીગોપીનાથજીનું નામ ખીર ચોરા ગોપીનાથ પડ્યું એથી લોક પ્રસિદ્ધ એજ નામ છે.

ત્યહાંથી આગળ માધવેન્દ્રપુરી દક્ષિણમાં ગયા. ત્યહાં તૈલંગ દેશનો રાજા તેમનો શિષ્ય હતો તેમને ઘેર ગયા. રાજાએ બહુ સમાધાન કરી વિનતી કરી મહારાજ આપ કઇ દિશાભણી પધારશો ? ત્યારે માધવેન્દ્રપુરીએ આજ્ઞા કરી કે શ્રીનાથજીએ મને આજ્ઞા કરી છે કે મને ગરમી લાગે છે તેથી તમે મને અસલ મલયાગર ચંદન લાવી સમર્પો; તેથી હું મલયાચળ પર્વત ઉપર જઈશ, ત્યહાંથી મલયાગર ચંદન લાવી શ્રીનાથજીને સમર્પિશ. ત્યારે રાજાએ વિનતી કરી કે સવામણ ઉકળતા તેલમાં એક તોલો ચંદન નાખવાથી તેલ શીતળ થાય એવા મારા ઘરમાં ચંદનના બે મુઠા છે. માટે તે શ્રીજીને સમર્પો અને મને શ્રીનાથજીનાં દર્શન કરાવો, તો હું પણ આપની સાથે ચાલું. માધવેન્દ્રપુરીએ આજ્ઞા કરી કે તું પુત્રને રાજ્ય સોંપી એકલો ચાલે તો તને શ્રીનાથજીનાં દર્શન થાય. ત્યારે તે રાજાએ તેમજ કર્યું, એક ચંદનનો મુઠો (જાડો અને લાંબો કકડો) માધવેન્દ્રપુરીએ લીધો ને બીજો રાજાએ પોતાના માથા ઉપર લીધો બન્ને ગુરૂ શિષ્ય શ્રીનાથજીનાં દર્શને ચાલ્યા.

ત્યહાંથી ત્રસિ ગામમાં આવ્યા, ત્યહાં પુષ્કરિણી નદીમાં સ્નાન કરિને એક બગીચામાં બેસી શ્રીનાથજીનું ધ્યાન કરે છે તે સમય શ્રીનાથજીએ જાણ્યું કે મ્હારે અર્થે માધવેન્દ્રપુરી મલયાગર ચંદન લઈને આવે છે; તેથી તેજ સ્થલમાં બગીચામાં પધારી શ્રીનાથજીએ દર્શન દીધાં. ગ્રીષ્મઋતુનો શૃંગાર છે અને માધવેન્દ્રપુરીને કહ્યું કે તું મને ચંદન લગાડ ગરમી થાય છે, ત્યારે ચંદન ઘસીને માધવેન્દ્રપુરીએ શ્રીનાથજીને સમર્પ્યું, લીલાં નારિયલની ગરી (લીલુ કોપરૂં) અને કેળાંનો

શ્રીનાથજીને ભોગ ધર્યો તે શ્રીનાથજી આરોગ્યા. તે પછી માધવેન્દ્રપુરીને શ્રીનાથજીએ આજ્ઞા કરિ કે વ્રજમાં હિમાચલ સમીપ છે તેથી બારેમાસ ચંદન પ્રિય લાગતું નથી; ગ્રીષ્મઋતુમાં સુખદ થાય છે અને તમારી ઇચ્છા તો બારેમાસ ધરાવવાની છે. માટે દક્ષિણમાં સદા ગરમી રેહે છે ત્યહાં તમે સર્વદા રહો; અને નિત્ય મને ચંદન સમર્પ્યા કરો. અને આ તમારા શિષ્ય રાજનને પણ સંગ લઈ જાઓ. પરચારગી કરશે તમે ગુરૂ શિષ્ય મલયાચલ ઉપર સદા મારી સેવા કર્યા કરો. ત્યહાં મ્હારૂ એક સ્વરૂપ બિરાજે છે તેને સર્વ કોઇ શ્રીહિમગોપાલ કહે છે, સર્વદા ચંદનનો વાગો પેહેરી રહે છે. આસપાસ ચંદનનું વન છે. ત્યહાં ઇન્દ્ર નિત્ય દર્શન કરવા આવે છે, ત્યહાં તમે જાઓ. અને વ્રજમાં નિરંતર મ્હારી સેવા શ્રીગુસાંઈજી કરે છે, અને તેઓ સમયે સમયે રૂચિ રૂચિનાં વસ્ત્ર આભૂષણ સામગ્રી અને અનેક પ્રકારની સુગંધી સમર્પિને વળી અનેક પ્રકારે કરી લાડ લડાવે છે. એટલી આજ્ઞા કરી શ્રીનાથજી અંતર્ધાન થયા, તે શ્રીગિરિરાજ પર્વત ઉપર પધાર્યા. અને માધવેન્દ્રપુરીએ પણ જેમ આજ્ઞા થઈ તેમ કર્યું, અર્થાત્ શ્રી હિમગોપાલજીની સદા સર્વદા સેવા કરવા પરલોક ગયા.

માધવેન્દ્રપુરીના પરલોક થયાની વાત છમાસ પછી શ્રીગુસાંઈજીએ સાંભળી ત્યારે ચિત્તમાં બહુ ખેદ કર્યો. અને આજ્ઞા કરી જે માધવેન્દ્રપુરી ચંદન લઇને આવતા હતા તે મારગમાં પરલોક થયા એવા પ્રેમ લક્ષણાવાળા ભક્ત હમને ક્યહાં મલશે. એ માધવેન્દ્રપુરીએ સંપૂર્ણ શાસ્ત્રાભ્યાસ કરીને તેનાં સારભૂત સેવા માર્ગને ગ્રહણ કર્યો. શ્રીનાથજીની કૃપા એમના ઉપર ઘણીજ હતી. એવી રીતે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી ઘણો ખેદ કર્યો. ત્યારે શ્રીનાથજીએ સમાધાન કર્યું સર્વ વૃત્તાન્ત આજ્ઞા કરી ત્યારે શ્રીગુસાંઈજી પ્રસન્ન થયા.

માધવેન્દ્રપુરી તૈલંગ દેશના બ્રાહ્મણ હતા અને મધ્વ સંપ્રદાયના આચાર્ય હતા. તેમના શિષ્ય કૃષ્ણચૈતન્ય થયા. ( તેમની પાસેથી વિદ્યા ભણ્યા ) તેને કહ્યું તમે ગૌડ દેશનો ઉદ્ધાર કરો તેથી ગૌડિયા સહુ તેના શિષ્ય અને સેવક થયા માધવેન્દ્રપુરી તો પેહેલાં સન્યાસ ગ્રહણ કરીને કાશીમાં રહેતા હતા. શ્રીલક્ષ્મણભટ્ટજીએ શ્રીઆચાર્યજી મહાપ્રભુને યજ્ઞોપવીત કાશીમાં આપ્યું, ત્યારે માધવેન્દ્રપુરીને વિનતી કરી કે તમે આ પુત્રને વિદ્યા પઠન કરાવો; ત્યારે ચાર વેદ, છ શાસ્ત્ર ચાર મહિનામાં શ્રી આચાર્યજી મહાપ્રભુ ભણ્યા ! તે વખત માધવેન્દ્રપુરીને આજ્ઞા કરી કે કંઈ પણ તમે ગુરૂ દક્ષિણામાં વરદાન માગો. તે વખત તેમને શ્રીઆચાર્યજી મહાપ્રભુનું સ્વરૂપ પરબ્રહ્મ સ્વરૂપ દૃશ્યમાન થયું ત્યારે વિનતી કરી કે આપ શ્રીનાથજીને પ્રકટ કરશો તે આપનાં ચરિત્ર મને દિવ્ય દૃષ્ટિથી આપની કૃપાથી દેખાય છે: ત્યહાં સેવાનો લેશ કંઇક મને પણ પ્રાપ્ત થાય એજ દક્ષિણા હૂં માગું શ્રું. ત્યારે શ્રીઆચાર્યજી મહાપ્રભુએ આજ્ઞા કરી જ્યારે હું વ્રજમાં જઇશ અને શ્રીનાથજીને પાટ બેસાડીશ તે વખતે આપ વ્રજમાં આવો તમને હમે શ્રીનાથજીની સેવા સોંપીશું. જ્યહાં સુધી શ્રીનાથજીની ઇચ્છા હશે ત્યાં સુધી સેવા કરજો, તે પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુ સમય આવ્યે વ્રજમાં પધાર્યા અને શ્રીજીને પાટ બેસાડ્યા તે વખત માધવેન્દ્રપુરી પણ વ્રજમાં આવ્યા ત્યારે તેમને આપે સેવા સોંપી, તે શ્રીઆચાર્યજી મહાપ્રભુના વરદાનથી શ્રીનાથજીએ ૧૪ વર્ષ પર્યંત માધવેન્દ્રપુરી પાસે સેવા કરાવી અને તેમના સંબંધથી બીજા બંગાળીઓ પાસે પણ સેવા કરાવી પરંતુ મહારસ સેવાનો અધિકાર દેખ્યો નહી તેથી આજ્ઞા કરી કે મારૂં નામ

સ્મરણ કરો તેથી તમારો ઉદ્ધાર થશે. અને મારી સેવા તો સદા શ્રીગુસાંઇજીજ કરશે.

એ રીતે શ્રીગોવર્ધનનાથજી શ્રીગિરિરાજ ઉપર બિરાજ્યા ને શ્રીગુસાંઇજી સેવા કરતા, જ્યારે શ્રીગોવર્ધનનાથજી પ્રકટ થયા ત્યારે અષ્ટ સખા પણ ભૂમિઉપર પ્રગટ થયા તે અષ્ટછાપ રૂપ થઇને સહુ લીલાનું ગાન કરતા હતા તેમનાં નામ ૧ કૃષ્ણ ૨ તોક ૩ ઋષભ ૪ સુબલ ૫ અર્જુન ૬ વિશાલ ૭ ભોજ ૮ શ્રીદામા એ અષ્ટ સખા આઠ છાપ રૂપ થયા તેમનાં નામનો છપ્પો શ્રી દ્વારિકેશજી મહારાજે કર્યો છે તેઃ—

सुरदास सो तो कृष्ण तोक परमानंद जानो
कृष्णदास सो ऋषभ छीतस्वामी सुबल बखानो ।
अर्जुन कुंभनदास चत्रभुजदास विशाला
विष्णुदास सो भोज स्वामी गोविंद श्रीदामा ।
अष्टछाप आठो सखा श्रीद्वारिकेश परमान
जिनके कृत गुन गान करी निज जन होत सुथान

અને શ્રીગુસાંઇજીના પ્રકટ થવા વખતે પણ શ્રીનાથજીએ અનેક પ્રકારનાં ચરિત્ર વ્રજમાં કર્યાં.

એક કાશીનો નાગર બ્રાહ્મણ હતો તેનો વિવાહ વડનગરમાં થયો હતો તે બ્રાહ્મણ પોતાની વહુને લઇને કાશી જતો હતો, તે સ્ત્રી શ્રીગુસાંઇજીની સેવક હતી. મારગમાં શ્રીમથુરાંજી આવ્યાં તે વખત સ્ત્રીએ કહ્યું કે અહિંયાં શ્રીગોવર્ધન પર્વત ઉપર શ્રી નાથજી બિરાજે છે તે હમારા કુલ દેવતા છે તેથી તેમનાં દર્શન કરતા જ-

ર્‌એ. એ સાંભળીને જો કે તે સેવક તો નહોતો પણ ભગવદ્ ઇ-ચ્છાથી તેના મનમાં આવ્યું અને દર્શન કરવા ગયાં. ત્યાં ભોગનાં દર્શન કર્યાં તે વખત તે સ્ત્રીએ શ્રીનાથજીને વિનંતી કરી કે મહારાજ મારો હાથ શ્રીગુસાંઈજીએ આપની આજ્ઞાથી ગ્રહણ કર્યો છે માટે હું સેવકને આ દુઃસંગથી છોડાવી આપની સમીપમાં રાખો એવી વિનતી સાંભળી શ્રીનાથજીએ પોતાના શ્રીહસ્તથી તેનો સદેહથી નિત્ય લીલામાં અંગીકાર કર્યો. ત્યારે તે બ્રાહ્મણ મરવા પડ્યો તેથી શ્રી ગુસાંઈજીએ તેને નિત્ય લીલાનાં દર્શન કરાવ્યાં જ્યારે ગોપિકા મંડળમાં તેણે સ્ત્રીને દીઠી ત્યારે તે નાગરનો સંદેહ નિવૃત્ત થયો અને તે પણ શ્રીગુસાંઈજીનો સેવક થયો; અને નિત્ય લીલામાં પ્રાપ્ત થયો. પછી તેનો જન્મ ગાંઠયોલી ગામમાં થયો; અને સ્યામ પખાવજી એ નામથી પ્રસિદ્ધ કહેવાતો. તેને એક લલિતા નામની છોકરી થઈ તે બીન ઘણી સારી વગાડતી હતી; અને સ્યામ પોતે મૃદંગ બહુ સુંદર વગાડતો, તે સાંભળવાને શ્રીનાથજી એક દિવસ ચાર પ્રહર રાત્રિ જાગ્યા. પ્રાતઃકાળે શંખનાદ થયો ત્યારે નિજમંદિરમાં પધાર્યા. જગાવતી વખત લાલ નેત્ર દેખી શ્રીગુસાંઈજીએ શ્રીજીને પૂછ્યું કે બાબા આજ રાત્રિએ જાગરણ કયહાં થયું ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે આજ ગાંઠયોલીમાં લલિતાએ બીન વગાડી અને સ્યામે મૃદંગ વગાડયો ત્યારે મોટો રંગ થયો; એ સાંભળી શ્રીગુસાંઈજીએ તે સ્યામ પખાવજી અને લલિતાને બોલાવીને નામ સંભળાવ્યું અને શ્રીજીની સેવામાં રાખ્યા જ્યહાં જ્યહાં શ્રીનાથજી ક્રીડા કરે ત્યહાં ત્યહાં અષ્ટસખા કીર્તન ગાય અને લલિતા બીન બજાવે તથા સ્યામ મૃદંગ બજાવે.

જ્યારે સઘળા વ્રજવાસિઓએ સાંભળ્યું કે શ્રીદેવદમનને ગાયો ઘણી પ્રિય છે ત્યારે સહુએ મળી વિચાર કર્યો કે જેને ઘેર ગાય હોય તે સર્વ એક એક બબ્બે ભેટ કરો અને શ્રીગિરિરાજની આસપાસ જે ચોવાસ ગામ હતાં તેમની પાસેથી સર્વ વ્રજવાસિઓએ મળીને એકક બબ્બે ગાય ભેટ કરાવી અને ઠરાવ કર્યો કે ચોવીસ ગામમાં જેને ઘેર પ્રથમ ગાય વિયાય તેની પેહેલી વાછડી તો શ્રીદેવદમનને ભેટ કરે ! એ પ્રમાણે સહસ્ત્રાવધિ ગાય શ્રીજીને ભેટ થઈ ત્યારે દૂધ, દહીં, માખણ અને મઠા સર્વ ઘરની ગાયોનું આરોગે.

પછી શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીના ખરચનું પ્રમાણ એક વર્ષમાં એક લાખ ( ૧૦૦૦૦૦) રૂપૈયા જેટલું બાંધ્યું તેટલામાં હોર લાડુ અને બીજી સત્રળી સામગ્રી આરોગવા લાગ્યા અને ઉત્સવ મહોત્સવનો પ્રકાર શ્રીગુસાંઇજીએ બાંધ્યો. વ્રજવાસિયોના ઘરથી એક દોણી દહીંની રાજભોગમાં આવે અને દૂધ દહીં સર્વે ઘરની ગાયોનું આરોગે.

એક દિવસ રાજભોગ પછી પ્રસાદ લેતાં એક સેવકે વ્રજવાસીઓની દોણીમાં રોટલીનો કટકો દેખ્યો. ત્યારે શ્રીગુસાંઇજીને વિનતી કરી ત્યારે શ્રીગુસાંઇજીએ ફરિને રાજભોગ ધર્યો અને વ્રજવાસીઓની દોણી બંધ કરી. અને દૂધ ઘરમાંથી એક દોણી રાજભોગમાં શરૂ કરી ! જ્યારે બીજે દિવસ રાજભોગ આવ્યો ત્યારે શ્રીનાથજીએ રામદાસ ભીતરીયાને આજ્ઞા કરી કે એક દોણી વ્રજવાસિઓની ધર્યા કરો અને તમે સાવધાન થઇ જોઇને લીધા કરો પરંતુ રાજભોગમાં નિત્ય ધરવી પછી એ વિનતી રામદાસજીના મુખથી સાંભળી શ્રીગુસાંઇજીએ વ્રજવાસિઓની દોણી પાછી રાજભોગમાં ધરાવી ત્યારે, શ્રીનાથજી આરોગ્યા.

શ્રીગુસાંઇજીએ ગુલાલકુંડના મારગમાં મ્હોટી જગો ગાયોને બાંધવાની કરાવી ત્યહાં સઘળી ગાયો બિરાજે, અને તેમની સેવામાં ચાર ગોવાળ રાખ્યા તેમનાં નામ ૧ કુંભનદાસના દીકરા કૃષ્ણદાસ ૨ ગોપીનાથદાસ ૩ ગોપાળગ્વાલ અને ૪ ગંગાગ્વાલ તે જ્યારે દિવસે ગાયો ચરાવવા જાય ત્યારે શ્રીજીની સાથે સહુ ગોવાળ મંડળી જાય.

એક દિવસ પિયાવાના ઝાડ તળે શ્રીજી ગોવાળ મંડળી સાથે ખેલતા હતા તે વખતે ગોપીનાથદાસ ગ્વાલે કહ્યું કે "શ્રીદેવદમન ! હવે તમને શ્રીગુસાંઇજી લાડુ આરોગાવે છે તેમાંથી હમારે માટે પણ લાડુ લાવ્યા કરો" ત્યારે શ્રીનાથજીએ કહ્યું 'કાલે લાવીશ' ત્યાર પછી ગોપીવલ્લભમાંથી બીજે દિવસે આઠ લાડુ શ્રીજી ચોરી લાવ્યા અને તે વનમાં ગ્વાલ મંડળીમાં સર્વ ગ્વાલોને એક એક વ્હેંચી આપ્યા અને બે લાડુ ગોપીનાથદાસ ગ્વાલને આપ્યા તેમાંથી એક લાડુ તો ગોપીનાથદાસ ગ્વાલે ખાધો અને એક બાંધી રાખ્યો. જ્યારે સાયંકાળે ઘેર આવ્યા ત્યારે સહુ ગ્વાલોએ શ્રીગુસાંઇજીને દંડવત્ કર્યા. તે સમયે શ્રીગુસાંઇજીની પાસે ભીતરિયા ઉભા હતા અને આઠ લાડુ ઘટયા તેની ચર્ચા કરતા હતા ત્યારે ગોપીનાથદાસ ગ્વાલે લાડુ ખોલી બતાવ્યો અને કહ્યું કે "મહારાજ આ લાડુ તો નહીં" ત્યારે શ્રીગુસાંઇજીએ અને બીજા સઘળાઓએ કહ્યું આ લાડુ તે આઠમાંનો જ છે ત્યારે ગોપીનાથદાસ ગ્વાલે કહ્યું આઠ લાડુ આજે શ્રીદેવદમન લાવ્યા હતા, એક એક સર્વને વ્હેંચી દીધા અને મને બે લાડુ આપ્યા ત્યારે તે લાડુમાંથી શ્રીગુસાંઇજીએ એક કણિકા લીધી અને સર્વ વૈષ્ણવોને કણિકા કણિકા વ્હેંચી આપ્યો ! પછી શ્રીગુસાંઇજીએ આજ્ઞા કરી કે ગોપીનાથદાસ ગ્વાલને બે લાડુ નિત્ય આપ્યા કરો ! આ શ્રીજીનો કલેઉ છે તે એમનો નેગ છે અને ત્યારથી સઘળા સેવકોને સેવા અનુસાર નેગ બાંધી દીધા.

શ્રીગિરિરાજની તળેટીમાં એક શ્રીનાથજીનું ચાવલ (ડાંગર) નું ખેતર હતું તેની બે છોકરા રખવાળી કરતા. તે એક દિવસ એક છોકરો જમવા ગયો તેને વાર લાગી ત્યારે બીજા છોકરાએ શ્રીનાથજીની ધ્વજાની સામે હાથ કરી પુકાર કર્યો અને કહ્યું કે "હે ભાઈ શ્રીદેવદમન હું તમારા ચોખાના ખેતરનો રખવાળ છઉં અને ચોકી કરૂં છું મને ખાવાનું મોકલજો" એ સાંભળી પરમકૃપાળુ શ્રીનાથજી બે લાડુ બંટામાંથી લઇ તેને આપી આવ્યા. ત્યારે ફરિથી તેમાંના બે લાડુ ઘટયા તેથી માંહોમાંહે ચર્ચા થઈ ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે મેં ચોખાના ખેતરના રખવાળને આપ્યા છે, ત્યારે તે છોકરાને શ્રીગુસાંઇજીએ બોલાવીને સેવામાં રાખ્યો તેનું નામ હરજી ગોવાળ હતું. તેના નામથી આજે પણ ત્યાં હરજી કુંડ પ્રસિદ્ધ છે અને ત્યહાં નિત્ય ગાયો જળ પીએ છે.

તે પછી ફરી વ્રજવાસિયોને ત્યહાંથી એક દોણી નિત્ય રાજભોગમાં આવતી તે એક દિવસ અવેરી (મોડી) આવી માળા બોલ્યા પછી તે રાજભોગ તો સરી ગયો તથી તે દોણી ભોગ ન ધરી ત્યારે ખરા મધ્યાહ્નકાળમાં શ્રીનાથજીએ વિચાર્યું કે મેં આજ વ્રજવાસીઓનું દહીં નથી આરોગ્યું ત્યારે એક કટોરો સુવર્ણનો મંદિરમાંથી લઇને બરોલી ગામમાં એક શોભા ગુજરી રહેતી હતી તેને ઘેર પધાર્યા. અને તેને કહ્યું તું મને દહીં આપ. ત્યારે તેણે સુંદર દહીં જમાવીને રાખ્યું હતું તેમાંથી આપ્યું, તે સુવર્ણના કટોરામાં જેટલી ઇચ્છા હતી તેટલું આરોગ્યા અને સુવર્ણનો કટોરો તેનેજ ઘેર નાખીને શ્રીજી શ્યામ ઢાક (ખાખરો) પધાર્યા, ત્યહાં જલઘરામાંથી જળ આરોગ્યા અને ગોપીનાથદાસ ગ્વાલ, કુંભનદાસ, ગોવિન્દસ્વામી આદિ સર્વ મંડળીને જોઇ અને ગાયો પણ આરતી જોઇ;

ત્યહાં સર્વ ગ્વાલ મંડળીથી મળીને શ્રીજી આંખ મિચામણીનો ખેલ ખેલ્યા, એટલામાં શંખનાદ થયા ત્યારે નિજ મંદિરમાં પધાર્યા અને સઘળી ગાયો વાડામાં આવી. જ્યારે મંદિરમાં સેવકોએ સુવર્ણનો કટોરો ન દેખ્યો ત્યારે આપસમાં પરસ્પર મ્હોટી ચર્ચા થઇ એટલાજ વખતમાં બરેલીથી શોભા ગુજરી કટોરો લઇને આવી શ્રીગુસાંઇજીને આપ્યો અને કહ્યું મહારાજ શ્રીદેવદમન હમારે ઘેર દહીં પીવાને આવ્યા તે વેળાએ ત્યહાંજ નાખી આવ્યા, તે હું લઇ આવી છું. આ સાંભળી શ્રીગુસાંઇજીએ પોતાના મનમાં મ્હોટો પશ્ચાત્તાપ કર્યો કે હમે તો વ્રજવાસિઓનું દહીં ન ધર્યું પરંતુ શ્રીનાથજી આરોગ્યા વિના કેમ રહે તેમને ત્યહાં જઇને પણ આરોગે છે! તે દિવસથી દોણી પડેલી મંગાવીને રાજભોગમાં ધરતા.

એક દિવસ શ્રીગોવિન્દકુન્ડની વાટમાં શ્રીનાથજી ઉભા હતા ત્યહાં એક વ્રજવાસીના સ્ત્રી દહીં ભાત ભેગાં કરી પોતાના છોકરાને સારૂ છાક લઇ જતી હતી તેની પાસે શ્રીજીએ દહીં ભાત માગ્યો ત્યારે તેણે કહ્યું "વાસણ લાવો" ત્યારે મંદિરમાંથી શ્રીજી કટોરો લઇ ગયા તેમાં દહીં ભાત આપ્યો તે લઇ પોતાના મંદિરમાં આવી ખરો તાપ પડતી વેળાએ મધ્યાન્હમાં ત્યહાં આરોગી કટોરો ત્યાંજ મુકી દીધો. જ્યારે ઉત્થાપન પછી ભીતરિયા મંદિરમાં આવ્યા ત્યહાં જુવે તો સખડીવાળો કટોરો પડયો છે; ત્યારે પાત્ર માંજનારને પૂછયું ત્યારે તેણે કહ્યું કે "મેં તો માંજીને કટોરો મૂકયો હતો પછીની મને ખબર નથી" પછી "શ્રીનાથજીએ શ્રી ગુસાંઇજીને આજ્ઞા કરી કે પેઠોની લચ્છી ગુજરી જતી હતી તેની પાસેથી દહીં ભાત લાવી હું આરોગ્યો છું. કટોરો માંજી નાંખો" ત્યારે શ્રીગુસાંઇજીએ મનમાં વિચાર્યું કે હાલમાં ગ્રીષ્મઋતુ છે, તેથી આપને દહીં ભાત

પ્રિય છે, તેથી ત્યારથી નિત્ય રાજભોગમાં ધરવા લાગ્યા. એ રીતે સર્વ ભોગમાં શ્રીજીની ઇચ્છાનુસાર ઋતુ ઋતુના જુદા જુદા નેમ બાંધ્યા.

એક દિવસ શ્રીજીએ ગોપાળદાસને આજ્ઞા કરી કે હું અપ્સરા કુંડ ઉપર છું, તું શ્રીગુસાંઇજીને જઇને કહે કે તમે દહીં ભાતની છાક લઇ વેલાસર પધારો, હમે શ્યામ ઢાક નીચે બેઠા છીએ અમને ભુખ લાગી છે, ત્યારે ગોપાળદાસે જઇને વિનતી કરી, તે સાંભળતાંજ શ્રીગુસાંઇજી છાક સિદ્ધ કરીને શ્યામ ઢાક પધાર્યા, ત્યહાં શ્રીજી, શ્રીબલદેવજી અને સખા મંડળી સહિત છાક આરોગ્યા. આ લીલાનો અનુભવ કરી શ્રીગુસાંઇજી આપ બેઠકમાં પધાર્યા.

એક વખત શ્રીગુસાંઇજી ગુજરાત પધાર્યા હતા તેવામાં શ્રીનાથજીએ શ્રીગિરિધરજીને આજ્ઞા કરી કે હું તમારૂં ઘર જોવા શ્રી મથુરાં આવીશ એ આશય જાણી શ્રીગિરિધરજીએ રથ સિદ્ધ કરાવી ખરાસના બેલ જોડાવી રથ દંડોતી શિલા ઉપર ઉભો રાખ્યો. ત્યારે શ્રીગોવર્દ્ધનનાથજી શ્રીગિરિધરજીના કંધા ઉપર ચઢી દંડોતી શિલા ઉપરથી રથમાં બિરાજ્યા. શ્રીગિરિધરજી રથ હાંકી શ્રીમથુરાજી પોતાના ઘેર પધાર્યા ત્યહાં સતઘરામાં શ્રીગુસાંઇજીને ઘેર પધરાવ્યા સંવત ૧૬૨૩ ના ફાલ્ગુન વદી ૭ ગુરૂવારને દિવસે પાટ બેસાડ્યા. ત્યારથી એ પાટોત્સવ સાતો ઘરમાં પ્રસિદ્ધ છે અને માને છે. જે દિવસ શ્રીનાથજી શ્રીગુસાંઇજીને ઘેર પધાર્યા તે દિવસ શ્રીગિરિધરજીએ સર્વસ્વ અર્પણ કર્યું. એક ધોતીઉ પેહેરી આપ ઘર બહાર નીકળી ઉભા. તેમજ વહુ બેટી પણ ફક્ત એક એક સાડી પેહેરી ઉભાં રહ્યાં. દ્રવ્ય આભુષણ અમુલ્ય વસ્ત્ર પાત્ર રથ અશ્વાદિક સહુ અર્પણ કર્યું. પરંતુ કમળા બેટીજીએ એક નથ રાખી લીધું [illegible]

કર્યું ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી " હમારી નથ લાવો " એવી રીતે સંભાળ લીધી એજ અંગીકારનું લક્ષણ છે.

પછી શ્રીગિરિધરજી આદિ સહુ શ્રીગુસાંઇજીના બાલકોએ શ્રીનાથજીને હોરી ખેલાવી તે પછી શ્રીનાથજીએ વહુ બેટીઓને આજ્ઞા કરી કે તમે મને હોરી રમાડો ત્યારે અંકેકે શ્રીનાથજીને હોરી ખેલાવી ચોવાની ચોળી પહેરાવી મોહની શૃંગાર કર્યો પરસ્પર અનિર્વચનિય સુખ થયું અને ફગુવા માટે મુરલી છીનવી લીધી તે મનમાનતા ફગવા દીધા ત્યારે આપી.

એ સમાચાર શ્રીગુસાંઇજી સાંભળી આપ ઘેર પધાર્યા ત્યારે શ્રીનાથજીએ શ્રીગુસાંઇજીને પધાર્યા જાણી શ્રીગિરિધરજીને આજ્ઞા કરી કે જો શ્રીગુસાંઇજી મને શ્રીગિરિરાજ ઉપર નહીં દેખે તો ઘણો ખેદ કરશે, તેથી મને આજને આજ શ્રીગિરિરાજ તેડી ચાલો, અને શ્રીગોપીવલ્લભ આરોગી શ્રીગિરિધરજીને શ્રીજીએ આજ્ઞા કરી તમે રથ જલદી હાંકો આજ રાજભોગ અને શયન ભોગ એકઠા શ્રીગિરિરાજમાં આરોગીશ, એવી રીતે કહી ચાર ઘડી પાછલો દિવસ રહ્યો ત્યારે ગિરિરાજ પધાર્યા, દંડોતી શિલા ઉપર રથમાંથી ઉતરી અને શ્રીગિરિધારીજીના ખભા ઉપર ચઢી નિજ મંદિરમાં પધાર્યા. ત્યાં કુદીને ચરણ ચોકી ઉપર જઇ બિરાજ્યા, આ લીલા અત્યંત અલૌકિક છે. તે દિવસે નૃસિંહચતુર્દશી હતી, તે ઉત્સવ સર્વ શ્રીગિરિરાજ ઉપર પધારીને કર્યો રાજભોગ અને શયનભોગ સાથેજ કર્યા તેથા નૃસિંહચતુર્દશીને દિવસે શયનભોગ અને રાજભોગ સાથેજ આવે છે, અને બીજે દિવસે પુનમ હતી તે દિવસ શ્રીગુસાંઇજી ગુજરાતથી પાછા શ્રીગિરિરાજ પધાર્યા, જ્યારે એ વાત સર્વ સાંભળી ત્યારે આજ્ઞા કરી " શ્રી ગોવર્દ્ધનનાથજીને શ્રીઆચાર્યજી મહાપ્રભુએ શ્રી

ગિરિરાજ ઉપર પાટ બેસાડયા તેથી હમારા ઉપર કૃપા કરી શ્રી ગિરિરાજ ઉપર દર્શન આપે એજ હમારી અભિલાષા છે " પછી શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીના કપોલનો સ્પર્શ કરી પુછયું " બાબા શ્રીમથુરાજી શું કારણથી પધાર્યા હતા ?" ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી સહુ વહુ બેટિઓને જોવા સારૂ ગયો હતો એવી રીતે પરસ્પર આજ્ઞા કરી મળીને ઘણા આનંદિત થયા !

એક દિવસ શ્રીનાથજી ગોવીન્દસ્વામીની સંઘાતે શ્યામઢાક ઉપર રમતા હતા તે વખત મંદિરમાં શંખનાદ થયો. તેથી શ્રીજી ઉતાવળથી પધાર્યા. તે કારણથી કવાય ( એક જાતનો ડગલો ) નો ટૂક ડાળમાં અટકી રહ્યો ત્યારે શ્રીગુસાંઇજીએ ભોગ સમયે દર્શન કરી ખેદ કર્યો કે આ શું કારણ છે ! ! તે વખત ગોવિન્દસ્વામીએ સહાંથી આવી તે કવાયનો ટૂક શ્રીગુસાંઇજીને દીધો અને કહ્યું કે તમારો બાળક ઘણોજ અચપળો ( ચંચળ ) છે ત્યારે તે ટૂક લઇ શ્રીગુસાંઇજીએ કવાયમાં લગાવી દીધો અને રામદાસને આજ્ઞા કરી કે શંખ નાદ થયા પછી થોડીવાર રહી જ્યારે શ્રીજી મંદિરમાં પધારે ત્યારે ટેરો ખોલ્યા કરો.

એક વખત શ્રીગુસાંઇજીએ એક જાતનો શ્યામ વાગો કરાવ્યો તે જાતનું વસ્ત્ર થોડું હતુ તેથી વાગો જરા નાનો થયો, જ્યારે શ્રીગુસાંઇજીએ શ્રીજીને વાગો પહેરાવ્યો ત્યારે તેજ વાગા પ્રમાણે નાનું સ્વરૂપ ધરિને શ્રીજીએ અંગીકાર કર્યો. ત્યારે શ્રીગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા તે વખતે શ્રીગિરિધરજી અને શ્રીગોકુલનાથજી આગળ એક શ્લોક તે સમયની લીલાનો પ્રસન્ન થઇને કહ્યો તે શ્લોક.

## શ્લોક.

**श्यामकंचुकिनिदर्शनेना मन्मानसे ऽप्यणुतरेऽपि महान्सः ॥**
**गोकुलैकजनजीवनमूर्तिर्भास्याति स्वकृपयैव दयालुः ॥१॥**

એક વખત શ્રીનાથજી ગ્વાલિયરની છોકરી **રૂપમંજરી** હતી તેની સાથે ચોપડ રમવા પધાર્યા ચાર પોહોર સુધી ચોપડ રમ્યા અને બીન સાંભળી તે બીન ઘણી સારી વગાડતી હતી. ચાર પોહોર રાત ત્યહાંજ રહ્યા નંદદાસજીનો તેને સંગ હતો તે રૂપમંજરી ગુણગાન સારૂં કરતી તેથી નંદદાસજીએ રૂપમંજરી ગ્રંથ કર્યો છે તેમાં ચોપાઇ રાખી છેઃ—"**रुपमंजरी त्रियाको हियो । सो गिरि धर अपनो आलय कियो**" પછી પ્રાતઃકાળે નિજ મંદિરમાં પધાર્યા ત્યારે મંગળાનાં દર્શન સમયે શ્રીજીનાં નેત્ર કમળ લાલ જોયા ત્યારે શ્રીગુસાંઇજીએ પૂછયું બાબા આજ રાત્રિ જાગરણ ક્યહાં થયું ત્યારે શ્રીનાથજીએ સર્વ વૃત્તાંત કહ્યું કે "રૂપમંજરીને ત્યહાં ચોપડ ખેલવા ગયો હતો" ત્યારે શ્રીગુસાંઇજીએ કહ્યું કે લૌકિક શરીરના વાસ્તે એટલી દૂર પરિશ્રમ ન કરવો અહીંયાં વ્રજ ભક્તોની સાથે સુખે ચોપડ ખેલો, તે દિવસથી મંદિરમાં ચોપડ બીછવા લાગી.

એક અલીખાં પઠાણની દીકરી * **બીબી તાજ** હતી જેની

* આ **તાજબીબી**ની વધુ માહિતી સાથે વાર્તા નીચે મુજબ છે તાજ મહા સૌન્દર્યવાન્ પંજાબી હીંદુ સ્ત્રી હતી. ( આગ્રાના તાજમહેલવાળી શાહજહાનની બેગમ તાજ નહિ. ) મહાન મોગલબાદશાહ અકબરે તેના સુન્દર સ્વરૂપની ખ્યાતિ સાંભળી દિલ્હીમાં બોલાવી તેની સાથે લગ્ન કર્યાં, અને તેના સહવાસમાં પો-

ધમાર છેઃ—**नृत्यत आवत ताजके प्रभु गावत होरी गीत** તે અક-
બર બાદશાહની બેગમ હતી અને શ્રીગુસાંઇજી મહારાજની સેવક હતી
તેની સાથે શ્રીનાથજી આગરામાં સેતરંજ ખેલતા તેની શ્રીગુંસાંઇજીને
ખબર પડી ત્યારે ત્યાં પધારવા મના કરી તેજ દિવસથી શ્રીગુસાંઇ-
જીની આજ્ઞાથી સેતરંજ પણ મંદિરમાં બીછાવા માંડી એક વખત

---

તાના ખાસ માનીતા બીરબલની પુત્રી શોભાવતી, તથા રાયવૃન્દાવન
દાસની પુત્રી એમ બે સખીઓને સોંપી. આ બન્ને સખીઓ શ્રી
ગુસાંઇજીની સેવકો હતી. તેમણે એક વખત તાજનું ઉદ્દિગ્ન મન જો
ઈને તેથી મુક્ત થવાનું, અને લૌકિક આસક્તિ ત્યજી દેવાનું, શ્રીકૃષ્ણ
ભગવાન, અને શ્રીગુસાંઇજી ઉપર પોતાની આસક્તિ રાખવાનું. અને
ભક્તિ માર્ગની રીતિએ વર્તવાનું વગેરે યથાયોગ્ય સમજાવ્યું.
અકબરને શ્રીગુસાંઇજી પ્રત્યે ભક્તિ ભાવ હતો અને તેથીજ તે
પોતાના મહેલમાં શ્રીકૃષ્ણ ભગવાન, શ્રી મહાપ્રભુજી તેમજ શ્રીગુસાં
ઇજીનાં ચિત્ર રાખતો અને નિત્ય પ્રાતઃ સમયે ઉઠીને તુરત દર્શન
કરતો. આ ચિત્રોનાં ઉકત સખીઓએ તાજને દર્શન કરાવ્યાં તેથી
એ ચિત્રોમાં તાજની આસક્તિ થઈ આથી અકબરની પણ તેના
ઉપર પ્રીતિ વધતી ગઈ અને પરિણામે તાજે શાહની આજ્ઞા માગી
શ્રીગુસાંઇજીની સેવક થઇ ને સારી ભગવદ્ ભક્ત થઇ. તેણે શ્રી
ગુસાંઇજી પાસેથી પોતાને સેવા કરવા માટે શ્રી લલિત ત્રિભંગીરાયજી
શ્રીસ્વામિનીજી સહિત) નું સ્વરૂપ પધરાવ્યું અને તે માટે ખાસ એક
જુદોજ મહેલ રાખી ભક્તિ પૂર્વક સેવા કરવા લાગી (આ સ્વરૂપ
હાલ મુંબાઇમાં, ભુલેશ્વર આગળ, મહારાજના બોઇવાડામાં, શ્રીગિરિ-
ધરલાલજી મહારાજ સુરતવાળાના મંદિરમાં બિરાજે છે.) એમ કરતાં

દેશાધિપતિએ શ્રીગિરિરાજની તરહટીમાં તંબુ નાખ્યો અને મુકામ કર્યો ત્યારે તેની બેગમ તાજ શ્રીજીનાં દર્શને આવી તેને શ્રીનાથજીએ સાક્ષાત્ દર્શન દીધાં, અને સાન કરી ત્યારે તેને અત્યંત આરતી

શ્રીઠાકોરજી તેને સાનુભાવ જણાવવા લાગ્યા. તાજને શ્રીનાથજી ઉપર વધારે આસક્તિ હતી તેથી શ્રીનાથજી શ્રીગિરિરાજથી આગ્રામાં તેની સાથે સેતરંજ ખેલવા પધારતા હતા. તાજ શ્રીનાથજીના વિરહમાં મગ્ન થવા લાગી છે એમ બાદશાહને જાણ થવાથી તેને વ્રજમાં શ્રીનાથજીનાં દર્શન કરવા તેડી ગયા આ વખતે ફાગણ માસ હતો, શ્રીનાથજી ફાગ ખેલી રહ્યા હતા, અષ્ટસખાઓ કીર્તન કરે છે, આ લીલાનાં સાક્ષાત્ દર્શન તાજને થયાં તે પ્રમાણે એક ધમાર પોતે ગાય **रागनट ॥ बहीरी डफ बाजन लागे हेली ॥** આ પદ લગભગ પુરૂ થતામાંજ તાજની વિકળ દશા થઇ ગઇ અને લૌકિક શરીરનો ત્યાગ કરી અલૌકિક શરીરે પ્રભુની નીજ લીલામાં પ્રવેશ કર્યો. તેથી શ્રી નાથજીએ તેની અધુરી રહેલી ધમાર પુરી કરી **॥ नृत्यत आवत ताजके प्रभु गावत होरी गीत ॥** આ છેલ્લું ચરણ મુકી પોતે ધમાર પુરી કરી.

તાજની સખીઓએ તેના લૌકિક શરીરને શ્રીગિરિરાજની તળેટીમાં લાવી બાદશાહને ખબર મોકલી કે તાજ શ્રીનાથજીના ચરણમાં શરણ થઇ ગઈ છે. ને તે પ્રભુની નીજ લીલામાં દાખલ થઈ ગઇ છે. બાદશાહે આ સમાચાર સાંભળી કહ્યું કે "જ્યાંની વસ્તુ ત્યાંગઇ." એ તાજ એવાં પરમ વૈષ્ણવ મહાનુભાવી ભગવદ્ ભક્ત હતાં.

[ વધુ વિગત માટે જુઓ " ભાવસિન્ધુ " અને વૈષ્ણવધર્મ-પતાકા " માસિક વર્ષ ૨ જાું અંક ૧ લો. ]

(તાપ) વધી. શ્રીનાથજીથી મળવા દોડી અને એમ બોલી કે હું "શ્રીનાથજીને મળીશ" ત્યારે વૃંદાવનદાસ ઝવેરીની દીકરી તાજની સાથે રમતી અને તેની સખી હતી તેણે (તાજને) થોભી રાખી અને બાંય પકડી નીચે લાવી, ત્યારે તરહટીમાં આવીને તેનું લૌકિક દેહ છૂટી ગયું અને અલૌકિક દેહથી શ્રીજીની લીલામાં પ્રાપ્ત થઈ, ત્યારે સહુને ભય લાગ્યો કે હવે ખબર નથી પડતી પાદશાહ શું કહેશે ? પરંતુ શ્રીનાથજીના પ્રતાપથી તેણે કંઇપણ કહ્યું નહીં પણ સાંભળીને એટલું કહ્યું કે જયહાંની વસ્તુ હતી ત્યહાં પહોંચી" એવી રીતે કહી પોતે દિલ્હી ચાલ્યો ગયો. એ પ્રમાણે કૃષ્ણદાસ અધિકારીએ વેશ્યાને મોકલી એવાં એવાં અનેક ચરિત્ર કર્યાં જેની મહાશેષનાગ ગણના કરે તોપણ પાર ન આવે.

શ્રીનાથજીના નિજ મંદિરમાં વિલછુ (વન) દેખાય તેવી એક બારી બિલછૂના સામ્હે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીએ મુકાવી હતી તેમાં- થી શ્રીનાથજી ગ્વાલ મંડળીને જોતા. એક દિવસ શ્રીગોકુલનાથજી શ્રીનાથજીને શૃંગાર કરતા હતા. ત્યારે તે બારીમાંથી તડકો આવ્યો. ગ્રીષ્મઋતુ હતી તેથી તડકો આકરો લાગ્યો, તેથી બારીને આડી એક અગાસી કરાવી અને પછી શ્રીગોકુલનાથજી શ્રીગોકુલ પધાર્યા ત્યારે શ્રીજીએ મોહના ભંગીને આજ્ઞા કરી "તું શ્રીગોકુલનાથજીને કહે કે એ અગાસી કઢાવી નંખાવો મને બિલછૂ દેખાતો નથી" એ સાંભળી તે દોડયો અડીંગની પાસે આવી શ્રીગોકુલનાથજીને વિનતી કરી કે મહારાજ નાને મ્હોડે મોટી વાત છે, શ્રીનાથજીએ આજ્ઞા કરી છે કે, તું શ્રીગોકુળનાથજીને કહે કે એ અગાસી કઢાવી નાખો મને બીલછૂ દેખાતો નથી. ત્યારે શ્રીગોકુલનાથજીએ પૂછ્યું કે, "શ્રી-

નાથજી મારૂં નામ જાણે છે !" એ રીતે કહી ગદ્દગદ કંઠ થઈ એ ચાર વખત તેના મ્હોડામાંથી કેહેવડાવ્યું અને કહ્યું કે, "શ્રીજીએ કેવી રીતે આજ્ઞા કરી છે" પછી ત્યાંથીજ આપ પાછા શ્રીજીદ્વાર પધાર્યા અને શ્રીનાથજીને સામગ્રી આરોગાવી. ક્ષમા કરાવી ને બારીના અગાસી કઢાવી નાંખી ત્યારે શ્રીનાથજી પ્રસન્ન થયા.

એક શ્રીગિરિધરજીનો સેવક કલ્યાણજોશી વૈષ્ણવ હતો તે શ્રીજીની આગળ કીર્તન કરતો હતો. તે એક દિવસ શ્રીગિરિધરજી શ્રીનાથજીને બીડી આરોગાવતા હતા અને કલ્યાણજોશી સામે કીરતન કરતો હતો. **"मेरेतो कान्ह है री प्राण सखी आन ध्यान नांहिन मेरे दुःख के हरण सुखके करन" इत्यादि** એ કીર્તન ગાતાં મનમાં વિચાર કર્યો કે "શ્રીગુસાંઇજીના અષ્ટછાપના વૈષ્ણવ કીર્તન કરતા ત્યારે શ્રીજી હસતા અને હવે હસતા બોલતા નથી" એ પ્રમાણે મનમાં સંદેહ કર્યો તેના મનની વાત શ્રીજી અંતર્યામીએ જાણીને બીડી આરોગતે હસીને શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી કે આ વૈષ્ણવ કીર્તન સારાં ગાય છે. એ હસવા સહિત દર્શન કલ્યાણજોશીને થયાં ત્યારે શ્રીગિરિધરજીએ આજ્ઞા કરી "કે આ ઘટા કોનાપર વરસી." પછી કારણ જાણી શ્રીગોકુલનાથજીને આજ્ઞા કરી "શ્રીનાથજી સદા એક રસ બીરાજે છે. આદિ મધ્ય અને અવસાન શ્રીગુસાંઇજીના આગળ શુદ્ધ પુષ્ટિ સૃષ્ટિ હતી તેથી સર્વથી સંભાષણ કરતા બોલતા અને ખેલતા હતા હવે મિશ્રિત પુષ્ટિ સૃષ્ટિ છે તેથી સૌની સેવાનો અંગીકાર કરે છે પરંતુ સંભાષણ શુદ્ધ પુષ્ટિ સૃષ્ટિ સાથેજ કરે છે" એવી રીતે આજ્ઞા કરીને પ્રસન્ન થયા.

શ્રીગિરિધરજી શ્રીમથુરાનાથજીના મુખારવિન્દમાં લીન થયા તે

એવી રીતે જ્યારે માળાનો પ્રસંગ થયો હતો ત્યારે શ્રીગોકુલનાથજીએ ના ધર્મની રક્ષા કરી અને શ્રીગિરિધરજી શ્રીમથુરેશજીનો શણગાર કરતા હતા અને શ્રીદામોદરજી શ્રીજીની પાસે રેહેતા જ્યારે શ્રીમથુરેશજીએ બગાસું ખાધુ તેમાં શ્રીગિરિધરજી લીન થયા તે જોઇને બન્ને ભાઈ શોક કરવા લાગ્યા ત્યારે શ્રીનાથજીની આજ્ઞા થઇ કે "શોક ન કરો અને આ ઉપરણાથી લૌકિક કાર્ય કરાવો."

જ્યારે શ્રીદામોદરજી ગાદી ઉપર બિરાજ્યા. તે વખત ત્રણ લાખ રૂપીઆ શ્રીજીની ગોલખમાં ભેટના હતા તે ભંડારીએ શ્રીદામોદરજીથી છુપાવ્યા પછી શ્રીનાથજીએ આજ્ઞા કરી કે જાણ અજાણ વૃક્ષની નીચે ત્રણ લાખ મુદ્રા મુકી છે અને તે ભંડારીએ ચોરીને રાખી છે તેને તમે મંગાવી લ્યો. ત્યારે શ્રીદામોદરજીએ તે મુદ્રા મંગાવી લીધી. એવી રીતે શ્રીનાથજીએ દૈવી દ્રવ્ય અંગીકાર કર્યું

એક વખત શ્રીમુરલીધરજીનો મનોરથ કટાર બાંધવાનો હતો તેથી ટીકેત શ્રીગુસાંઇજીને આજ્ઞા કરી કે વિજ્યાદશમીને દિવસ હું કટાર ધરિશ ત્યારે તે દિવસ તેવો શૃંગાર થયો.

એક દિવસ શ્રીદામોદરજીના પુત્ર શ્રીવિઠ્ઠલરાયજી આગરે પધાર્યા ત્યાં એઓમાં ઝગડો હતો તે હમેશ કંકાસ દેખી ચિત્તમાં બહુ ખેદ થયો ત્યારે શ્રીજીને વિંનતી કરી કે "એઓની તરફ તો પાદશાહ બોલે છે પણ મારી તરફ કોણ" ત્યારે શ્રીજીએ આપ દર્શન આપ્યાં લાલ છડી હાથમાં ધરી છે અને શ્રીવિઠ્ઠલરાયજી પાસે આપ બિરાજ્યા. મસ્તક ઉપર શ્રીહસ્ત ધર્યો અને સમાધાન કર્યું અને આપે આજ્ઞા કરી કે જ્યારે શ્રીગુસાંઈજી શ્રીગિરિરાજમાં પધાર્યા ત્યારે સાતે બાલકોને મ્હારી પાસે લઇ આવીને ઉભા કર્યાં અને મને કહ્યું કે

જેના ઉપર આપ પ્રસન્ન હો તેની પાસે સેવા કરાવો. ત્યારે મેં શ્રીગિરિધરજીનો હાથ ગ્રહણ કર્યો. અને જે સર્વ બાલકથી ન બને તે કરવા લાયક સામર્થ્ય શ્રીગિરિધરજીમાં છે, મને પોતાને ઘેર શ્રીમથુરાજીમાં પધરાવ્યા, સર્વસ્વ સમર્પણ કર્યું, અને દઉતી શિલા ઉપરથી ખભા ઉપર ચડાવી નિજમંદિર સુધી પધાર્યા, વળી અડેલથી વ્રજમાં પધારતી વખતે શ્રીનવનીતપ્રિયાજીનો સંપુટ પધરાવવા સારૂ શ્રીગુસાંઇજીના છએ બાલક ઉપર પધાર્યા પરંતુ કોઇથી ઉપડ્યો નહીં ત્યારે શ્રીગિરિધરજીએ ઉઠાવ્યો તેથી મુખ્ય સેવા તેમનીજ છે. અને વરસના ત્રણસો સાઠ દિવસ છે તેમાં સાઠ દિવસ ઉત્સવના મુખ્ય શૃંગાર છે તે તમે કરો. અને ત્રણસો દિવસના શૃંગાર સર્વ શ્રીગુસાંઇજીના બાલક કરે: આ રીતે આજ્ઞા કરીને શ્રીનાથજી શ્રીગિરિરાજ ઉપર પધાર્યા. અને બીજે દિવસે પાદશાહે પણ જે રીતે શ્રીનાથજીએ આજ્ઞા કરી હતી તે રીતે લખી આપ્યું અને એક લિખત શ્રીવિઠ્ઠલરાયજીએ પણ લખી આપ્યું ત્યારે ઝગડા સઘળા મટિ ગયા અને શ્રીવિઠ્ઠલરાયજી આપ ઘેર પધાર્યા.

શ્રીવિઠ્ઠલરાયજી ટિપારાનો શૃંગાર શ્રીજીને ઘણો સુંદર ધરતા તે શ્રીનાથજીને અત્યંત પ્રિય લાગતો. મહિનામાં બે ચાર વખત આજ્ઞા કરીને ટિપારાનો શૃંગાર કરાવતા દર્પણમાં સ્વરૂપ જોઇને શ્રીનાથજી બહુ પ્રસન્ન થતા. પછી એક વાર શ્રીવિઠ્ઠલરાયજી બડે શેહેર પધાર્યા ત્યારે શ્રીગુસાંઇજીના કોઇ બાલકે ટિપારાનો શૃંગાર કરવાનો મનોરથ કર્યો, ત્યારે શ્રીનાથજીએ ના કહી, જ્યારે શ્રીવિઠ્ઠલરાયજી પધાર્યા ત્યારે ટિપારાનો શૃંગાર કર્યો એ રીતે શ્રીનાથજી નિજભક્તોના પક્ષપાતી છે.

શ્રીવિઠ્ઠલરાયજીના લાલજી શ્રીગિરિધરજી એક સમય લાહોર પધાર્યા

હતા જ્યારે ડોલ ઉત્સવને સોલ દિવસ બાકી રહ્યા ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે જ્યારે તમે મને વસંત ખેલાવશો ત્યારે ખેલીશ માટે એક વૈષ્ણવ લાખ મુદ્રા ભેટ કરશે તે લઇને તરત આવજો. પછી બીજે દિવસ તેટલી ભેટ આવી તે લઇ બાર દિવસમાં શ્રીગિરિરાજ પધાર્યા, ત્યારે શ્રીજીને વસંત ખેલાવ્યા તે પછી ડોલ ઝુલાવ્યા ત્યારે શ્રીજી અતિ પ્રસન્ન થયા, એ રીતે શ્રીનાથજી શ્રીગિરિધરજીના કહેવાથી ટીકેતોનો પક્ષપાત કરે છે અને શ્રીગુસાંઇજીના કહ્યાથી સર્વ વલ્લભકુળની સેવાની ઇચ્છા રાખે છે પરંતુ મુખ્ય સેવા ટીકેતો પાસે કરાવે છે.

એજ રીતે શ્રીગોકુલનાથજી કાશ્મીર પધાર્યા અને જ્યારે માળા પ્રસંગથી દિગ્વિજય કરિ ફરિ પધાર્યા તેટલામાં ફાલ્ગુન વ્યતીત થઇ ગયો તેથી શ્રીગોકુલનાથજીએ ફાગ ન ખેલાવ્યા ત્યારે શ્રીજીએ એક દૂધઘરિયા ગ્વાલ હતો તેને આજ્ઞા કરિ તું શ્રીવલ્લભને કહે જે મને વસંત ખેલાવે ત્યારે તેણે શ્રીગોકુલનાથજીને ચૈત્ર વદિ ૧૧ ને દિવસે કહ્યું. તે દીવસે શ્રીગોકુળનાથજીએ શ્રીનાથજીને વસંત ખેલાવ્યા અને ગુલાબનાં ફુલની મંડલી થઇ આસપાસ કેલા માધુરીની લતાનો કુંજ થયો મુકુટનો શૃંગાર થયો. તે વખતે આ ધમાર ગાઇ "**સદા वसंत रहे वृंदावन, लता लता द्रुमडोले**" એ રીતે શ્રીજી વલ્લભકુળની સેવાની ઇચ્છા રાખે છે.

એક વખત શ્રીગુસાંઇજી શ્રીદ્વારિકા પધાર્યા તે મેવાડને રસ્તે થઇને પધાર્યા ત્યહાં એક સિંહાડ નામનું સ્થલ બહુ સુંદર જોઇને શ્રીગુસાંઇજીએ ચાચા હરિવંશજીને આજ્ઞા કરી આ સ્થલમાં કેટલાએક કાળ પછી શ્રીનાથજી બિરાજશે. પણ અમારા જતાં તો

શ્રીગિરિરાજ મુકીને પધારશે નહિ. ત્યારે શ્રીગુસાંઈજીએ બે દિવસ ત્યાંહાં મુકામ રાખ્યો, પછી રાણા શ્રીઉદયસિંહજી દર્શન કરવા આવ્યા તેમણે સો મોહોર અને એક ગામ ભેટ કર્યું. ત્યારે શ્રીગુસાંઈજીએ પ્રસાદી વસ્ત્ર સમાધાનમાં આપ્યું તેનું ગ્રહણ કરી દંડવત્ કર્યા અને પોતાને ઘેર ગયા, પછી તેમની રાણીઓ દર્શન કરવા આવી તેમાં મીરાંબાઇ રાણીજીની દીકરી મુખ્ય તે પણ દર્શન કરવા આવી અને રાણાજીના કુંવરની રાણી અજબકુંવરી હતી તેણે શ્રીગુસાંઇજી પાસે બ્રહ્મસંબંધ કરાવ્યો તેને શ્રીગુસાંઇજીનાં દર્શનથી સ્વરૂપાસક્તિ થઈ, જ્યારે શ્રીગુસાંઈજીએ દ્વારિકા પધારવાની ઇચ્છા કરી ત્યારે તેને મૂર્છા આવી ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી કે અમારે અહીં રેહેવું ન બને શ્રીજી તને નિત્ય દર્શન દેશે, એ રીતે આજ્ઞા કરી શ્રીગુસાંઇજી શ્રીદ્વારિકા પધાર્યા.

ત્યાર પછી શ્રીજી શ્રીગિરિરાજથી મેવાડ પધારીને અજબકુંવરીને નિત્ય દર્શન દે અને તેની સાથે ચોપડ ખેલી પછી શ્રીગિરિરાજ પધારે. એક દિવસ અજબકુંવરીએ શ્રીજીને વિનતી કરી આપને આવતાં જતાં પરિશ્રમ થાય છે તેથી મેવાડમાં બિરાજો તો મને નિત્ય દર્શન થાય " ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી જ્યહાં સુધી શ્રીગુસાંઇજી ભૂતલ ઉપર બિરાજે છે ત્યહાં સુધી તો હું શ્રીગિરરાજને છોડીને નહિ આવું પછી મેવાડમાં અવશ્ય આવીશ, અને ઘણાં વર્ષ સુધી બિરાજીશ. જ્યારે ફરી શ્રીગુસાંઇજી પોતાના કુળમાં પ્રગટ થઇ અને વ્રજમાં પધરાવશે ત્યારે વ્રજમાં પધારીશ અને ફરિ ઘણાં વર્ષ સુધી શ્રીગિરિરાજ ઉપર ક્રીડા કરીશ શ્રીનાથજી આ આજ્ઞા કરીને શ્રીગિરિરાજ પધાર્યા.

કેટલાએક કાળ પછી શ્રીજીને મેવાડ પધારવાની વાત યાદ

આવી ત્યારે આપે વિચાર્યું જે મેવાડ તો અવશ્ય પધારવું. અને શ્રી આચાર્યજીએ તો શ્રીગિરિરાજ ઉપર પાટ બેસાર્યા છે તેથી ઘણું કરીને વલ્લભકુલ ઉઠાવશે નહીં માટે જોરાવરીથી ઉઠવા સારૂ કોઇક[૧] અસુરને પ્રેરણા કરવી જે મને ઉઠાવી દે" એક વખત શ્રીવલ્લભજી મહારાજને સ્વપ્ન થયું જે શ્રીજી શ્રીગિરિરાજ ઉપરથી ઉઠીને બીજે કોઇ દેશ પધાર્યા છે.

ત્યારે શયન આરતિ થયા પછી સઘળા સેવક ઘેર જાય ત્યારે એક મ્લેચ્છ આવે તે ડાઢીથી જગમોહન તથા કમળચોક ઝાડે. એ રીતે બાર વર્ષ સુધી તેણે ડાઢીથી મંદિર ઝાડયું પરંતુ કોઇને ખબર ન પડી યોગ બળથી આકાશ માર્ગે થઇને આવે અને એજ માર્ગે થઇને જાય. એક દિવસ શ્રીગોવર્દ્ધનનાથજી તેના ઉપર પ્રસન્ન થયા. પોતાના બંટામાંથી લઇને બે પ્રસાદી બીડાં તેને આપ્યાં અને આજ્ઞા કરી કે મેં તને બાવનવર્ષનું રાજ્ય દીધું; તું મને શ્રીગિરિરાજથી ઉઠાવી દે અને આજ પછી મારા મંદિરમાં તું આવીશ નહિં, મ્હારૂં મંદિર તો શ્રીગિરિરાજમાં ગુપ્ત થઇ જશે, ત્યારે તું ત્યાં મસીદ કરાવી દંડવત્ કર્યા કરજે, આગળ અંદર આવીશ નહિં. આ આજ્ઞા સાંભળીને યવન આગરે ગયો શ્રીજીની આજ્ઞાથી તેણે પ્રબળ ( મ્હોટું ) રાજ્ય કર્યું.

ત્યારે તે દેશાધિપતીએ એક હલકારો એક દિવસ શ્રીજી દ્વાર મોકલ્યો તે હલકારે આવીને શ્રીવિઠ્ઠલરાયજીના પુત્ર શ્રીગોવિંદજી હતા તેમને કહ્યું અને ટીકેત તો શ્રીગિરિધારીજીના પુત્ર શ્રીદાઉજી

૧ અસુર, મ્લેચ્છ દેશાધિપતિ અને યવન અર્થાત્ પાદશાહ ઔરંગજેબ.

હતા તે વર્ષ પંદરના બાલક હતા શ્રીગિરિધારીજીના નાના ભાઇ શ્રીગોવિંદજી હતા તે શ્રીજીને ત્યાંનો અધિકાર કરતા. તેથી હલકારે તેમને કહ્યું દેશાધિપતિએ કહ્યું છે કે શ્રીગોકુલના ફકીરોને કહો જે હમને કાંઇ કરામત બતાવો નહીં તો અમારા દેશમાંથી ઉઠી જાઓ. ત્યારે શ્રીગોવિંદજીએ શ્રીજીથી પૂછયું જે દેશાધિપતિએ કરામત માગી છે, આ મારગમાં તો આપની કૃપાજ કરામત છે; છતાં જો આપ આજ્ઞા કરો તો તેને કરામત ( ચમત્કાર ) બતાવું ત્યારે શ્રીજીએ કાંઇ ઉત્તર આપ્યો નહીં. ત્યારે શ્રીગોવિંદજીને બહુ ચિંતા થઇ અને વિચાર કર્યો કે શ્રીજીની આજ્ઞા વિના તો કાંઇ ચમત્કાર બતાવાય નહીં અને બતાવ્યા વિના આંહી સ્થિતિ થાય નહીં તેથી હવે શો ઉપાય કરવો.

તે શ્રીગિરિધારીજીને શ્રીનાથજીએ આજ્ઞા કરી જે શ્રીગોવિન્દજી ચિંતા કરે છે તમને સ્મરણ કરે છે તેમને તમે દર્શન દઇને અમારૂં મેવાડ પધારવાનું વૃત્તાંત કહો. ત્યારે શ્રીગિરિધારીજીએ અર્ધરાત્રને સમયે શ્રીગોવિન્દજીને પાસે આવીને દર્શન દીધાં, ત્યારે શ્રીગોવિન્દજીએ એક ચોકી બિછાવી દીધી તે ઉપર આપ બિરાજ્યા, ત્યહાં પ્રથમ તો એક શ્લોક નવરત્નનો કહ્યો.

**चिंता कापि न कार्या, निवेदितात्माभिः कदापीति ॥**
**भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकींच गतिं ॥१॥**

પાછી આ આજ્ઞા કરી જે શ્રીજીની એવી ઇચ્છા છે કે હવાં ગુપ્ત ક્રીડા કરશે અને શ્રીઆચાર્યજીએ શ્રીજીની જન્મપત્રિકા બનાવી અને શ્રીગોપાલ નામ ધર્યું તેથી ગાયોની રક્ષા કરવા પધારશે, આ મ્લેચ્છ તો મિશ અર્થાત્ નિમિત્ત માત્ર છે, પ્રથમના વૈષ્ણવોનો જેમનો મનો-

રથ પૂર્ણ નથી થયો ત્યહાં તેમનો મનોરથ સિદ્ધ કરવાને શ્રીજી પધારશે, તેથી રથ સિદ્ધ કરો કાલે સર્વસિદ્ધા ત્રયોદશી છે, તેથી એક ઘડી દિવસ પાછલો રહે તે સમયે શ્રીજી વિજય કરશે, તેથી બીજો ચમત્કાર કાંઇ દેખાડવો નહીં. જેવી ઇચ્છા હોય તેમ કરવું, જ્યહાં જ્યહાં આપ ઇચ્છા કરી પધારે તેજ અનુસાર ચાલ્યા કરો, અને બુદ્ધા બાબુ મહાદેવ મસાલ લઇને આપના રથની આગળ ચાલશે, તે રાત્રે તો આગરા સુધી પધારશે, પછી આગળ દિવસના પધારશે, એવડા ડેરા માર્ગમાં જોઇએ તે મંગાવો અને જે ઇચ્છા હશે તે ગંગાબાઇને આજ્ઞા કરશે તે તમે ગંગાબાઇને પૂછી લીધા કરજો. અને વ્રજવાસિઓ સ્પર્શ કરશે અને ગાળો દેશે ત્યારે રથ ચાલશે, તેમજ જ્યારે વ્રજવાસિઓ ગાળો દેશે ત્યારે શ્રીજી ઉઠશે, એમ આજ્ઞા કરી શ્રીગિરિધારીજી શ્રીજી પાસે શય્યા મંદિરમાં પધાર્યા.

સવારે રાજભોગ આરતી વેળાસર થઈ. રથને તૈયાર કરાવી અને શૃંગાર કરિ રથ સિદ્ધ કર્યો અને ખરાસના બળદ રથમાં જોતરી દંડોતી શિલા ઉપર લાવીને રથ ઉભો રાખ્યો. ત્યાર પછી મિસ્તરીને બોલાવી સઘળા ઉપચાર કરાવ્યા અને શ્રીગોવિન્દજી તથા શ્રીબાળકૃષ્ણજી અને શ્રીવલ્લભજી ત્રણે ભાઈઓએ મળીને સાંષ્ટાંગ દંડવત્ કરી વિનતિ કરી અને સઘળા શ્રીગોસ્વામી બાળકો અને સર્વ સેવક મળીને રથ ઉપર પધરાવે તો પણ આપ ઉઠે નહીં, ત્યારે વ્રજવાસિઓને બોલાવ્યા, જ્યારે વ્રજવાસિઓએ આવીને ગાળો આપીને કહ્યું કે ઉઠીશ કે નહીં આમ તેમ, કેમ આંહી મ્લેચ્છ કનેજ બધાઓનાં માથાં કપાવીશ. આ વાત સાંભળી શ્રીજી અત્યંત હસ્યા અને પ્રસન્ન થઈ આસનથી તરત ઉઠયા અને રથમાં આવીને બિરાજ્યા. મિતિ આસો સુદી ૧૫ શુક્રવાર સંવત્ ૧૭૨૬ (ગુજરાતી ૧૭૨૫)

ના પાછલે પોહોરે શ્રીવલ્લભજી મહારાજે પણો સિદ્ધ કરાવ્યો અને આરોગાવ્યો પછી રથ હાકયો તે ચાલે નહીં ત્યારે સર્વ શ્રીગોસ્વામી બાળકોએ વિનંતી કરી ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે "ગંગાબાઈને ગાડીમાં બેસાડીને સાથે લઈ ચાલો રથની પાછળ ગાડી ચાલી આવે" ત્યારે ગંગાબાઈને તત્કાળ લઈ આવ્યા તેમની ગાડી શ્રીજીના રથ પાછળ પાછળ ચાલે જ્યહાં રથ અટકે ત્યાં સઘળા સાથે મળીને ગંગાબાઈને પૂછે ત્યારે સઘળું વૃત્તાંત ગંગાબાઈ કહે; એ રીતે એક રાત્રમાં આગરે પધાર્યા. બુઢા બાબુ મહાદેવે આગળ પ્રકાશ કરતે પધરાવ્યા; આગરામાં આપની હવેલી હતી ત્યાં પધાર્યા.

ગિરિરાજ ઉપર બે જળઘરિઆ શ્રીજીના સેવક જળ ભરતા. તે જે સમયે દેશાધિપતિનો મિસ્તરી મંદિર પાડવાને આવ્યો તે વખતે તેની સાથે ૨૦૦ મ્લેચ્છ હતા, તેઓને તે જળઘરિયાઓએ સિંહપોરની અંદર આવવા ન દીધા ને લઢયા; ને સઘળા મ્લેચ્છોને માર્યા અને મિસ્તરીને છોડી દીધો કે જે જઈને ખબર કરશે અને બીજા મ્લેચ્છોને લાવશે તો તેને મારીશું! એવો તેમને આવેશ આવ્યો હતો કે હાથમાં તલવાર લઇ સિંહપોર ઉપર ૭ મહિના સુધી ઉભા રહિ શકે. પરંતુ તેમને ભૂખ કે તરસ બાધા ન કરે; તેમણે દોઢ મહિના સુધી મંદિર પાડવા ન દીધું. પછી બીજો મિસ્તરી ૧૭ વખત પાંચસો સાતસો મ્લેચ્છો લઈને આવ્યો, પરંતુ તે બન્ને ભાઇઓએ સઘળાઓને મારી નાંખ્યા; ત્યારે દેશાધિપતિએ વજીરને હુકમ કર્યો ત્યારે તે વજીર પોતાની સાથે ઘણા મ્લેચ્છ લઇને ચડયો, ત્યારે શ્રીજીએ વિચાર્યું જે આ બન્ને ભાઈઓમાં એવો આવેશ આવ્યો છે કે સઘળા મ્લેચ્છોને મારશે તેથી એમને દર્શન દેવું; ત્યારે આગરેથી પધારીને સિંહપોર ઉપર તે બન્ને ભાઇઓને દર્શન

દીધાં; અને આજ્ઞા કરી કે " તમારામાંતો શ્રીગિરિધારીજીએ એવો આવેશ ધર્યો છે જે બધા મ્લેચ્છોને મારી નાખો પરંતુ મ્હારી ઇચ્છા નથી. હમણાં મેં જ્યહાં ત્યહાં ભક્તોને વચન દીધાં છે તેથી પ્રથમ તે તે સ્થળોમાં જઇશ, તે ભકતોના મનોરથ સિદ્ધ કરી કોઇ એક કાળે વ્રજમાં પધારીશ ત્યારે સઘળું કાર્ય થશે, તમે મ્હારી લીલામાં આવો, યુદ્ધ ન કરો. " એમ કહી શ્રીનાથજી આગરે પધાર્યા." પછી શ્રીજીની ઇચ્છાથી તે બન્નેની દિવ્યદષ્ટી થઈ ત્યારે બન્ને જણાઓએ સંપૂર્ણ શ્રીગિરિરાજ રત્નમય જોયો અને શ્રીગિરિરાજમાં અનેક મંદિરો રત્નમય જોયાં. તેમાં આ મંદિર પણ રત્નમય દીઠું અને શ્રીગિરિરાજમાં લીન થતું દીઠું અને બહારનો દરવાજો જહાં નગારખાનું કેહેવાય છે ત્યહાં એક મસીદ દીઠી, ત્યહાં મ્લેચ્છ દીઠો તે પોતાની ડાઢી વતી મંદિર ઝાડયા કરે; જ્યારે તેઓ બન્ને ભાઇઓને શ્રીજીની ઇચ્છાનું સંપૂર્ણ જ્ઞાન થયું ત્યારે શસ્ત્ર ફેંકી દીધાં અને લૌકિક શરીરને છોડીને શ્રીજીની લીલામાં પ્રાપ્ત થયા ! એ બન્ને ભાઇઓ પૈકી એકનું નામ **સેવા** અને બીજાનું **સભા** હતું.

ત્યાર પછી અઢારમી વાર સુતાર અને મિસ્તરી પાદશાહના નવાબની ફોજ સાથે લઇને શ્રીગિરિરાજ આવ્યા અને જોયું તો શ્રીજીનું મંદિર તો કયાંય દેખાય નહીં, ત્યારે ત્યહાં મસીદ બનાવી ચાલ્યા ગયા.

શ્રીનાથજી જ્યારે શ્રીગિરિરાજથી આગરામાં પધાર્યા ત્યારે પાછલી ૭ ઘડી રાત્ર રહી હતી. દરવાજા સઘળા ખુલ્લા જોયા. ચોકીવાળા સઘળા નિદ્રાવશ હતા, તેથી કોઇને ખબર પડી નહીં સામેજ શ્રીનાથજી આપની હવેલીમાં પધાર્યા. આપ રથમાંથી ઉતરી હવેલીમાં એક સ્થળ હતું ત્યહાં બિરાજ્યા અને આજ્ઞા કરી જે અહિં અન્નકુટ ઉત્સવ કરીને આગળ ચાલશું. જે સમયે શ્રીજી આગરામાં પધાર્યા

તે સમયે દેશાધિપતિ કાંકરાના બિછાનામાં પોતાની મસીદમાં સુતો હતો, ત્યહાં શ્રીનાથજીએ જઇને તેની પીઠમાં એક લાત મારી અને સ્વપ્નમાં આજ્ઞા કરી જે 'આજ હું આગરામાં આવ્યો છું તું અમારૂં શું કરી શકે છે. હુંજ મ્હારી ઇચ્છાથી ઉઠયો છું." ત્યારે મ્લેચ્છ જાગી ઉઠયો પણ શ્રીજીને દેખે નહીં પીઠમાં લાત મારી તેથી ચરણ-કમળનું ચિન્હ ઉપસી આવ્યું તે દીઠું જયહાં સુધી જીવ્યો ત્યહાંસુધી ચિન્હ રહ્યું પરંતુ કોઇને કહ્યું નહીં. મનની વાત મનમાંજ રાખતો. શ્રીજીનું આરાધન સદા કરતો બે રોટી જવની અને ભાજીનું શાક ખાતો પથારી ઉપર સૂતો એવી તપસ્યા શ્રીજીનાં દર્શન માટે કરતો હતો.

આ વખતે શ્રીગોવિન્દજી બંન્ને ભાઈ સહિત શ્રીજીની સંગે પધાર્યા ત્યારે શ્રીનવનિતપ્રિયજી શ્રીગોકુળમાં બિરાજતા હતા ત્યાં તેમને પધરાવવા સારૂં મનુષ્ય મોકલ્યાં અનેઆજ્ઞા કરી જે "શ્રીદાઉજી મહારાજને તથા વહુ બેટીઓને પધરાવીને આગરે તેડી લાવો અને મુખિયા ભીતરિઆ વિઠ્ઠલ દુવેજીને કહી આવો કે તમે શ્રીનવનીત-પ્રિયજીને પધરાવીને આગરે આવો" પછી વિઠ્ઠલ દુવેએ સ્નાન કરિ શંખનાદ કરિ શ્રીનવનીતપ્રિયજીને જગાવ્યા, તે સમયે રાત્રિ પ્રહર ગઇ હતી અને શ્રીનવનિતપ્રિયજી આપ નિદ્રામાં હતા તે સમયે દુવે-જીએ શ્રીનવનીતપ્રિયજીની પાસે બહુ વિનતી કરી પરંતુ જાગ્યા નહી ત્યારે હાથથી પકડી પધરાવવા લાગ્યા તો પણ શ્રીનવનીતપ્રિયજી ન ઉઠયા ત્યારે દુવેજીએ જાણ્યું જે આપની ઇચ્છા ઉઠવાની નથી. હવે તો સવારે વાત. એમ કહીને ચોકમાં રાત્રિના સૂઈ રહ્યા, જ્યારે ઘડી ચાર રાત્રિ રહી તે સમયે ફરી શુદ્ધ સ્નાન કરી અપરસમાં કાંઇક સામગ્રી સિદ્ધ કરી, પછી શ્રીનવનીતપ્રિયજીને જગાડયા ત્યારે જાગ્યા. કાંઇ એક મંગળ ભોગ ધરીને ફરી શૃંગાર ભોગ ધરી પ્યા-

નામાં પધરાવ્યા, ત્યારે બે ચાર ભીતરીઆ અને જળઘરિઆ સાથે હતા તેમની સાથે દુવેજીએ મ્યાનો ઉઠાવ્યો. અને આંગરે પધરાવ્યા રસ્તામાં પોહોર દીવસ ચડે ગૌઘાટ પોહોચ્યા ! પછી શ્રીગુસાંઇજીના તૃતીય પુત્ર શ્રીબાળકૃષ્ણજી તેમના પૌત્ર શ્રીવ્રજરાયજી તેમને શ્રીનવનીતપ્રિયનું પ્રથમ વરદાન થયું હતું " જે એક દિવસ રાજભોગ તારા હાથથી આરોગીશ " એવી આજ્ઞા થઇ હતી તેનો પ્રકાર લખીએ છીએ;–

શ્રીગુસાંઇજીના વખતમાં એવી રીત હતી કે જ્યારે શ્રીનવનીતપ્રિયજી પોઢે ત્યારે સઘળા શ્રીગોસ્વામી બાળકો તથા ભીતરિઆ બાહેર આવે, ત્યાર પછી સાતે બાળકોનાં ઘરની વહુ બેટી ચરણસ્પર્શ કરે. તે શ્રીબાળકૃષ્ણજીના પુત્ર શ્રીપીતાંબરજી તેમનાં વહુજી તેમણે સઘળાઓથી પાછળ ચરણસ્પર્શ કર્યા ત્યારે શ્રીનવનીતપ્રિયજીએ તેમને આજ્ઞા કરી " હું ત્હારે ઘેર ચાલીશ " ત્યારે ચોળીમાં છુપાવીને શ્રીનવનીતપ્રિયજીને પોતાને ઘેર પધરાવી લઇ ગયાં. તે ચાર પહોર રાત્રિ તેમને ઘેર બિરાજ્યા, જ્યારે ચાર ઘડી શેષ રાત્રિ રહી ત્યારે વહુજીને શ્રીનવનીતપ્રિયજીએ આજ્ઞા કરી જે હવે મને શ્રીગુસાંઇજીના ઘરમાં પધરાવી આવો. જો શ્રીગિરિધારીજી મને મંદિરમાં નહિ દેખે તો ખેદ કરશે, તે વખતે શ્રીગિરિધારીજી તથા શ્રીગોકુળનાથજી શ્રીનવનીતપ્રીયજીને જગાડવાને પધાર્યાં ત્યારે શય્યા ઉપર શ્રીનવનીતપ્રિયજીને ન દીઠા ત્યારે બન્ને ભાઇઓએ પોતપોતામાં કહ્યું જે આ શું ? ત્યારે શ્રીગિરિધારીજીએ આજ્ઞા કરી કાંઇ એક કારણ છે. શ્રી ગુસાંઇજીએ હમારા ઉપર શ્રીનવનીતપ્રિયજીને પધરાવ્યા છે તે બીજે ક્યાંય પધારશે નહિ. એમ કહીને બન્ને ભાઇ આપની ડોળ તિબારીમાં બિરાજ્યા અને શ્રીગુસાંઇજીનું ધ્યાન પણ હૃદયમાં કરે છે. હવે અહીં શ્રીનવનીતપ્રિયજીએ શ્રીવહુજીને ફરી આજ્ઞા કરી હમને શીઘ્ર

લઇ ચાલો ત્યારે શ્રીવહુજીએ ફરી શ્રીનવનીતપ્રિયજીને વિનતી કરી જે મહારાજ હમારે ઘેર રાજભોગ આરોગીને પધારો. ત્યારે શ્રીનવનીતપ્રિયજીએ ના કહી અને શ્રીમુખથી આજ્ઞા કરી કે "આગળ કોઇ દિવસ પછી તારા લાલજી વ્રજરાયજીના હાથનો રાજભોગ એકદિવસ આરોગીશ હમણાં મને શય્યા ઉપર પધરાવીને તું ચાલી આવ. તને કોઇ દેખશે નહીં." ત્યારે શ્રીવહુજીએ એમજ કર્યું. શ્રીનવનીતપ્રિયજીને મંદિરમાં લઈ જઇ શય્યા ઉપર પધરાવીને આપ આપને ઘેર ગયાં ત્યાર પછી શ્રીગિરિધરજીએ મંદિરમાં જઇને શ્રીનવનીતપ્રિયજીને જગાવ્યા. અને મંગલાભોગ ધર્યો.

એ વરદાન શ્રીવ્રજરાયજીને યાદ હતું તે આગરે શ્રીનવનીતપ્રિયજીને પધારતા જાણીને મધ્યમાં ગૌઘાટની ઉપર રસોઇ રાજભોગ સિદ્ધ કરી રાખી અને આપ મારગના વચમાં ઉભા રહ્યા. તે શ્રીનનીતપ્રિયજી ભુખ્યા છે, ને રાજભોગ મેં કરી રાખ્યો છે તો હવે તો શ્રીનવનીતપ્રિયજી રાજભોગ આરોગિને પધારશે. પછી તે સ્થલ ઉપર શ્રીનવનીતપ્રિયજને પધરાવી લાવ્યા અને ત્યહાં રાજભોગ લાવી. ધર્યો. શ્રીનવનીતપ્રિયજી ભોગ સારી રીતે આરોગ્યા જ્યારે રાજભોગ સરાવવાનો સમય થયો ત્યારે શ્રીવ્રજરાયજી તો શ્રીયમુનાજી પોતાનાં મનુષ્યોને લઇને પધાર્યા ત્યાર પછી દુવેજીએ શ્રીનવનીતપ્રિયજીને બીડાં આરોગાવી અને આચમન કરાવી શ્રીનવનીતપ્રિયજીને મ્યાનામાં પધરાવ્યા અને જલદી સવારી આગરે ચાલી તે પોહોરેક રાત્રિ ગયે શ્રીનાથજી જે હવેલીમાં બિરાજતા હતા ત્યહાં જઇ પોહોચ્યા. ત્યાં શ્રીગોવિન્દજી. શ્રીબાળકૃષ્ણજી, શ્રીવલ્લભજી, શ્રીદાઉજી અને સમસ્ત વહુ બેટીઓનાં ખેદયુક્ત ચિત્ત હતાં. તે શ્રીનવનીતપ્રિયજીનાં દર્શન કરિને અત્યંત પ્રસન્ન થયાં અને શ્રીનવનીતપ્રિયજીને ઉત્પન ભોગ

અને શયન ભોગ કરીને શય્યા ઉપર પોઢાવ્યા. ત્યાર પછી શ્રીગોવિન્દજીએ દુવેજીને બોલાવી આજ્ઞા કરી તમે અમારા સર્વસ્વ શ્રીનવનીતપ્રિયજીને પધરાવી લાવ્યા તેથી તમે કાંઈ વરદાન માગો ત્યારે દુવેજીએ વિનતી કરી " જે મહારાજ અમારા વંશમાં શ્રીનાથજી અને શ્રીનવનીતપ્રિયજીની સેવા ન છૂટે ' આપે આજ્ઞા કરી કે એમજ થશે અમારા વંશનો જે હશે તે તમારા વંશને પીડ દેશે નહિ.

અને હવે શ્રીગોવિન્દજીએ દેશાધિપતીના હલકારાઓને આજ્ઞા કરી જે " જયહાં સુધી અમો અન્નકૂટનો ઉત્સવ આગરામાં કરિએ ત્યાંસુધી તમે પાત્શાહને ખબર કરશોમાં " એઓ હલકારા સર્વ આપના સેવક હતા, જ્યહાં સુધી અન્નકૂટનો ઉત્સવ થયો ત્યહાં સુધી ખબર ન કરી, પછી ગુપ્ત અન્નકૂટ થયો ભાતને ઠેકાણે ખીલ (ધાણી) કરીને ધરી અને સમયાનુસાર યત્કિંચિત્ પકવાન તથા સામગ્રી સઘળી થઈ અને ગુપ્ત શ્રીગોવર્ધન પૂજા કરી આ પ્રમાણે વિધિપૂર્વક અન્નકૂટ થયો.

અન્નકુટ થયા પછી શ્રીનાથજીએ ગંગાબાઇને આજ્ઞા કરી " હવે અમે દંડોતીધાર ઉપર ચાલીશું માટે આજેજ તૈયારી કરજો " ત્યારે ગંગાબાઇએ શ્રીગોવિન્દજી મહારાજને કહ્યું શ્રીજીને રથમાં પધરાવો ત્યારે શ્રીગોવિન્દજીએ શ્રીનાથજીને રથમાં પધરાવ્યા અને દંડોતીઘાટ ઉપર ચાલ્યા રાજભોગ આરતી કરીને વિજય કર્યો ત્યારે દરવાજાના મ્લેચ્છ દ્વારપાળ બેઠા હતા તેમણે કાંઈ દેખ્યું નહી, આંધળા થઇ ગયા, એ રીતે ફરતાં મજલ ઉપર ઘડી છ દિવસ રહ્યો ત્યારે પહોચ્યા. ત્યહાં મુકામ કર્યો ને ત્યહાં ઉત્થાપનથી શયન સુધીની સેવા થઇ પછી શ્રીજી સુખથી પોઢયા.

બીજે દિવસે હલકારાઓએ પાદશાહને ખબર આપી કે "સાહેબ ગિરિરાજથી જે દેવ ઉઠયા હતા તે રાત્રિના એક હવેલીમાં તેમનો મુકામ થયો. સવારમાં ફરિ શી ખબર કે કયાં ગયા તે કાંઈ ખબર પડતી નથી." આ સાંભળીને પાદશાહે કહ્યું જે એજ હવેલીમાં તમને ખબર કઇ રીતથી. પડી, ત્યારે તેઓ હલકારાઓએ કહ્યું જે સાહેબ તે હવેલીને આસપાસ પાતળ દુના ઘણાજ વિખરેલા પડયા છે, અને પરનાળાનું પાણી ઘણુંજ ચાલ્યું છે, તેથી જણાય છે જે ગોકુળવાળાઓવિના આટલું પાણીનું અને દુના પાતળનું ખરચ બીજાઓમાં થતું નથી. આ સાંભળી પાદશાહ પોતાના મનમાં હસ્યો અને તે હલકારાઓને કહ્યું જે તેમને આગરામાં આવે ઘણા દિવસ થયા અને આજ તેમને ચાલે પણ ત્રણ દિવસ થયા જે સમયે આગરામાં આવ્યા હતા તેજ વખત મેં જાણ્યું પણ હું શું એમનો દુશમન છું. મને તો હુકમ કર્યો તે મેં કરી આપ્યું હવે એમની ઇચ્છા હોય ત્યહાં ખેલે. તમે કોઇને કેહેશોમાં જો મૂલ્લાં સાંભળશે તો પાછળ જશે.

એ મુલ્લાં પાદશાહદ્વારા દેવતાઓ પાસે કરામત માગતો તે જ્યારે કરામત મળતી નહી ત્યારે તે પોતે જઇ દેવતાઓને ખંડિત કરતો પાંચસો મ્લેચ્છ તેની સાથે રેહેતા અને જ્યારે તેણે આ વાત સાંભળી જે ગિરિરાજના દેવ દંડોતીધાર સુધી ગયા ત્યારે તે ઘણા મ્લેચ્છ સાથે લઇને પાછળ ચાલ્યો ત્યારે પાદશાહે ના કહી જે ફકીર સાહેબ તમે જાઓ માં એ દેવ કરામતી છે. આપના શોખથી ઉઠયા છે. મેં ઉઠાવ્યા નથી. આ સાંભલીને તે મ્લેચ્છે પાદશાહનું કહ્યું ન માન્યું ને શ્રીજીની પાછળ એ તુરક ગયો. તે દિવસ શ્રીજીનો રથ ચંબલ નદીને પાર ઉતર્યો અને એક પોહોર દિવસ રહ્યો ત્યહાં રથ અટક્યો ત્યારે શ્રીગોવિંદજીની પ્રેરણાથી ગંગાબાઈએ શ્રીજીને પુછ્યું

જે બાબા શી ઇચ્છા છે ત્યારે શ્રીજીએ કહ્યું જે ઉત્થાપન કરો આજ હમે ચંબલના તીર ઉપર રહીશું. એટલામાંજ તે તુરક ચંબલના સામા તીર ઉપર આવી ઉભો રહ્યો અને શ્રીગોવિન્દજી તો ઉત્થાપનની તૈયારી કરાવતા હતા. તે મ્લેચ્છોને દેખીને ચિત્તમાં ઉદ્વેગ થયો ત્યારે ગંગાબાઇને કહ્યું જે શ્રીનાથજીને પૂછો જે પાર મ્લેચ્છ આવ્યા છે. ઉત્થાપનની શી આજ્ઞા છે ? ત્યારે ગંગાબાઇએ શ્રીનાથજીને એમજ પુછયું ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે ઉત્થાપન જલદી કરો તમને મ્લેચ્છોનો શો ભય છે. જે આવશે તેને હમે સમજી લઇશું. ત્યારે શંખનાદ થયો. સઘળાઓ નિઃશંક થઇને સેવા કરવા લાગ્યા. અને યવન પાર ઉભા હતા તેમણે શ્રીગોવર્ધનનાથજીનો રથ દેખ્યો તે મ્હોટા પર્વત જેવો દેખ્યો અને શ્રીનાથજીની સાથે મનુષ્યો હતાં તે મ્હોટા મ્હોટા સિંહ દીઠા. માણસનું સ્વરૂપ કોઇનું ન દીઠું ત્યારે સઘળાઓને સિંહાદિક જોઇને તેઓ મ્લેચ્છ પોત પોતામાં વાતો કરવા લાગ્યા જે આ તો સઘળા સિંહજ દેખાય છે એનામાં કોઇ માણસ તો નજરે દેખાતું નથી ! અને વ્રજવાસી પોતપોતામાં બોલે ને એ મ્લેચ્છોને સિંહના સરખી ગર્જના સંભળાય ત્યારે એક બીજામાં કહેવા લાગ્યા જે આ ઠામેથી જલદી ભાગો, નહીં તો આ સિંહ ઘૂરકે છે તે આપણને ખાવાને સારૂ ચાલ્યા આવશે એટલામાં જળઘરિઆ ચંબલ નદી ઉપર જળ ભરવાને આવ્યા તથા વાસણ માંજનારા પાત્ર માંજવાને આવ્યા તેમને દેખીને એ મ્લેચ્છોએ કહ્યું જે આ સિંહો આપણને ખાવાને આવે છે તેથી હવે આંહિથી જલદીજ ભાગીને ચાલો નહીં તો સઘળાઓને ખાઇ જશે એમ કહિને ત્યહાંથી તે સર્વ ભાગ્યા તે એવા ભયથી ભાગ્યા જે કોઇનાં વસ્ત્ર પડી ગયાં, કોઇના ઉપર કોઇ પડતા પડતા જેમ તેમ કરી એક રાત્રિમાં આગરે આવ્યા ત્યારે તે મુલ્લાંએ પાદ-

શાહને કહ્યું જે તે દેવ મ્હોટા કરામતી છે હમે પોતાનું શરીર અ-ચાવી મુસ્કેલીથી નાશી આવ્યા છૈએ. આજ પછી તે દેવનું નામ નહિ લઉં. ત્યારે પાદશાહે કહ્યું મેં તો તમને પેહેલાંજ ના કહી હતી જે આ દેવ મ્હોટા કરામતી છે તમે તેમના ઉપર કેમ ચડી ગયા.

બીજે દીવસે શ્રીનાથજીએ ગંગાબાઇને એવી આજ્ઞા કરી કે શ્રીગોવિન્દજીને કહો મને ફરી પાછો ચંબલ ઉતરાવીને દંડોતીધાર ઉપર લઇ ચાલો પછી ત્યહાં કૃષ્ણપુર ગામ છે ત્યહાં શ્રીજી બિરાજ્યા.

એક સમય શ્રીગુસાંઇજીએ પ્રથમ જન્માષ્ટમીને દિવસ શ્રીબાળ-કૃષ્ણજી ત્રીજા પુત્રને શ્રીયશોદાજીનો સ્વાંગ–ભેખ ધરાવ્યો હતો. તેમણે શ્રીગોકુળમાં શ્રીનવનીતપ્રિયજીનાં મંદિરમાં નંદમહોત્સવને દિવસે બહુ ભાવવૃદ્ધ થઇને શ્રીબાળકૃષ્ણજીએ શ્રીનવનીતપ્રિયજીનું પાલનું ઝુલાવ્યું અને આ કીર્તનની તુક ગાઈ " **बहूर लय जननी गोद अस्तन चले चुचाई । तुम व्रजरानीके लाला** " તે સમયે શ્રીબાળકૃષ્ણજીનાં સ્તનમાંથી દૂધની ધારા ચાલી તે વખતે શ્રીનવનીતપ્રિયજીને પારણા-માંથી ગોદમાં લીધા ! ત્યારે શ્રીગુસાંઇજીએ હાથ પકડીને શ્રીનવની-તપ્રિયજીને પાછા પારણામાં પધરાવ્યા અને એવું જાણ્યું જે શ્રીબાલ કૃષ્ણજી ભાવવૃદ્ધ બહુ થયા છે એમનામાં શ્રીમાતૃચરણનો આવેશ આવ્યો છે ત્યારે શ્રીગુસાંઇજીએ બહુ પ્રસન્ન થઇને કહ્યું " કાંઇએક વરદાન માગો " ત્યારે શ્રીબાળકૃષ્ણજીએ વરદાન માગ્યું જે મહારાજ મને પ્રતિ જન્માષ્ટમી આવોજ આવેશ રહે અને કાંઇ એક દિવસ શ્રીનાથજીની સેવાની પ્રાર્થના છે " ત્યારે શ્રીગુસાંઈજીએ આજ્ઞા કરી જે દરેક જન્માષ્ટમી તમને એવોજ આવેશ રેહેશે અને શ્રીનાથજીની સેવામાં તો શ્રીગિરિધરજીનો અધિકાર રહેશે કેમ જે શ્રીનાથજીએ શ્રીગિરિધરજીનો હાથ પકડ્યો છે અને આગળ કોઇએક કાળ પછી

શ્રીનાથજી દેશાંતર પધારશે ત્યારે તમારા પૌત્રના પુત્ર શ્રીવ્રજરાયજી સત્તાવીશ દિવસ શ્રીનાથજીની સેવા કરશે પછી અઠ્ઠાવીસમે દિવસે શ્રીગિરિધરજીના વંશમાં શ્રીગોવિન્દજી થશે તે પાછી છોડાવી લેશે આ વરદાન શ્રીબાળકૃષ્ણજીને શ્રીગુસાંઈજીએ દીધું હતું.

તે શ્રીબાળકૃષ્ણજીના પુત્ર શ્રીપીતાંબરજી થયા તેમના શ્રીશ્યામળજી થયા તેમના શ્રીવ્રજરાયજી થયા તે શ્રીવ્રજરાયજી પાદશાહની સાથે ઘણું રેહેતા. તે એક દિવસ પાદશાહ પ્રસન્ન થયો ત્યારે કહ્યું "કે શ્રીવ્રજરાય તમે કાંઇ માગો તમે મ્હારી ચાકરી ઘણી કરી છે ચાર વરસ તમને મ્હારી પાસે રેહેતાં થયાં છે. ત્યારે શ્રીવ્રજરાયજીએ કહ્યું જે શ્રીગિરિરાજથી દેવ ઉઠયા છે. તેમની સેવા હું કરૂં ત્યારે પાદશાહે ના કરી જે હમેશાંથી ચાલ્યા આવે છે તેઓજ કરશે અને તમે મને ઘણું રિઝાવ્યો છે તેથી મ્હારૂં વચન પણ ખાલી ગયું ન જઇએ તેથી તમે સાથે જાપતો લઇને જ્યહાં તે હોય ત્યહાં જાઓ ત્યાં જઇને એક મહિનો રેહેજો વધારે તો રહી નહિં શકો પાદશાહનો જાપતો લઇને શ્રીવ્રજરાયજી દંડોતીધાર આવ્યા ત્યારે કૃષ્ણપુરીમાં શ્રીનાથજી બિરાજતાં હતા.

શ્રીવ્રજરાયજીને આવ્યા જાણીને શ્રીનાથજીએ ગંગાબાઇને આજ્ઞા કરી તમે શ્રીગોવિન્દજીને કહો જે તમે સર્વ કુટુમ્બ તથા સર્વ મનુષ્ય હમારા સેવકોને સઘલાઓને લઇને અહીંથી દશ ગાઉ ઉપર એક ગામ છે ત્યહાં એક મ્હોટો પહાડ છે ત્યહાં જઇને એક મહીના સુધી બિરાજો સઘલાઓ સાથે ઈહાં શ્રીવ્રજરાયજી આવ્યા છે, એમને પાદશાહનો હુકમ થયો છે તેથી તે સત્તાવીશ દિવસ સેવા કરશે અને પ્રાચીન શ્રીગુસાંઈજીનું પણ વરદાન છે તેથી અઠ્ઠાવીસમે દિવસ તમે આવીને શ્રીવ્રજરાયજીને શીખ દેજો અને મ્હારી સેવા તમે કરજો.

આ વાત ગંગાબાઈએ શ્રીગોવિન્દજીને કહી જે શ્રીદેવદમન કર્તુ અકર્તું અન્યથા કર્તું સમર્થ છે તેથી એમની ઈચ્છા,હોય તે આપણે કરવી. પ્રથમ શ્રીગુસાંઈજીએ પણ છ માસના વિયોગનો અનુભવ કર્યો છે આપણને તો સત્તાવીસજ દિવસનો વિયોગ દીધો છે તેથી જે શ્રીનાથજીની આજ્ઞા છે તેજ આપણને કર્તવ્ય છે.

આ વાત સાંભળી શ્રીગોવિન્દજીએ વિચાર કર્યો જે શ્રીઆ-ચાર્યજીનું પણ આ વાક્ય છે.

**विवेकस्तु हरिः सर्व, निजेच्छातः करिष्यति ॥**
**प्रार्थित वा ततः किं स्यात् स्वाम्यभिप्राय संशयात् ॥**

તેથી હવે શ્રીનાથજીને પ્રાર્થના ન કરવી અને શ્રીવ્રજરાયનું સામર્થ્ય શું છે જે હમારી સામે આવીને શ્રીજીની સેવા કરે પણ શ્રીગુસાંઈજીનું પ્રાચીન વરદાન છે તેથી સત્તાવીસ દિવસ સેવા કરશે અને અઠ્ઠાવીસમે દિવસે અમે આવીને શ્રીવ્રજરાયજીને કાઢીશું અને અમે સેવા કરીશું. પછી શ્રીગોવિન્દજી કુટુંબ અને સર્વ મનુષ્યોને સાથે એક પહાડમાં જઈ બિરાજ્યા ત્યારે ગંગાબાઈને શ્રીજી ત્યહાં નિત્ય દર્શન દેતા અને જેમ વ્રજભક્તોને અંતર્ધાન લીલામાં વિયોગ થયો ત્યારે ખોજ કરીને શ્રીભગવાનને વનવેલીથી પૂછતાં તેમજ શ્રીગોવિન્દજીએ શ્રીનાથજીને ગામ ગામમાં પૂછયા, એક બે જલધ-રીઆ તથા પાત્ર માંજવાવાલા તો શ્રીજીની પાસે રહ્યા અને બાકી સઘલાએ શ્રીગોવિન્દજીની પાસે હતા જ્યહાં સુધી શ્રીવ્રજરાયજીએ શ્રીનાથજીની સેવા કરી ત્યાંસુધી શ્રીગોવિન્દજીએ ફલાહાર લીધો, અન્ન છોડી દીધું અને જ્યારે પ્રાતઃકાલ થાય ત્યારે આપ યોગીનો વેશ ધારણ કરે, મૃગછાલા વાઘાંબર ઓઢે અને અવધુત વેશ ધરે.

શરીરમાં ભસ્મ લગાવીને એક રેડા નામે દરજી શ્રીનાથજીનો હતો તે સારંગી સુંદર વગાડતો તેને ચેલો બનાવ્યો અને અવધુતનો વેશ કર્યો અને આપ ગુરૂ બન્યા તેને સાથે લઇને સારંગી વજાવે અને સર્વ મળીને ગાય.

॥ राग आसावरी ॥

**वसे वनमाली आली किसविधि पाइये ।**
**एसी जिय आवै जैसें जोगी व्हैके जाइये ॥ १ ॥**

આ પદને બન્ને મળીને સારંગીની સાથે ગાય એ રીતે જાણી જોઇને અજાણ થઇને ઘર ઘરમાં પૂછતા ફર્યા. સઘળાઓથી એમ કહે અમારો એક છોકરો ખોવાઇ ગયો છે તેને તમે ક્યાંઇ દેખ્યો હોય તો બતાવો. એ રીતે વિરહથી વિકળ દશામાં શ્રીગોવિન્દજી શ્રીનાથજીને સત્તાવીસ દિવસ પર્યન્ત શોધતા ફર્યા પરંતુ કોઇએ આ ભેદ જાણ્યો નહી.

ત્યારે અઠ્ઠાવીસમો દિવસ આવ્યો ત્યારે શ્રીગોવિન્દજી અને રેડા દરજી બન્ને કૃષ્ણપુરના તળાવ ઉપર આવી બેઠા તે સમય શ્રીજીને રાજભોગ આવ્યો હતો તેથી જળઘરીઆ બન્ને સખડીના હાંડા માંજવાને તલાવ ઉપર આવ્યા હતા તેમણે શ્રીગોવિન્દજીને જોયા, પણ ઓળખ્યા નહી. યોગીનો વેશ હતો તેથી ઓળખ્યા નહી. તેઓ પાત્ર માંજવા લાગ્યા એટલે બન્નેમાંથી એક વ્રજવાસિએ બીજા વ્રજવાસિને કહ્યું સાંભળ ભાઇ શ્રીવિઠ્ઠલરાયજીના વંશમાં કોઇ એવો મર્દ નથી જે આ શ્રીવ્રજરાયજીને કાઢે અને પોતાનું ઘર સંભાળે શ્રીવિઠ્ઠલરાયજીના ચાર પુત્ર થયા તેઓમાં શ્રીગિરિધરજી તો મ્હોટાજ

મર્દ થયા અને શ્રીગોવિન્દજી પણ મ્હોટા મર્દ છે પણ આ વખતે કોણ જાણે ક્યહાં ગયા. નહી તો હમણાં આ વખતે આવે તો શ્રીવ્રજરાયજીની પાસે ફોજ તો છે નહી જે લડશે હાથ પકડી તરત કાઢિ મુકે. આ વાત સાંભળીને શ્રીગોવિન્દજીએ તે જળધરીઆને પાસે આવીને પુછ્યું કે હમને તું શ્રીનાથજી બતાવ, કયહાં બિરાજે છે, મ્હારૂં નામ શ્રીગોવિન્દજી છે એમ કહીને પોતાનો યોગીનો વેશ તો દૂર કર્યો અને ધોતી ઉપરના પેહેરી અપરસમાં થઈ એક કટારી કમરમાં છુપાવી. ઉપરનામાં ઢાંકી લીધી અને સાથે તે જળધરિઆને લીધો, પાછળ પાછળ ચાલ્યા ગયા એટલામાં માળા બોલી ને શ્રીવ્રજરાયજીએ ઝારી ભરી આચમન કરાવ્યું તે પછી સર્વ સેવાથી પો:હોચી રાજભોગ આરતી સિદ્ધ કરવાને તત્પર થયા. એટલામાં અકસ્માત્ શ્રીગોવિન્દજીએ આવીને એક હાથથી કમરમાંથી કટારી કાઢીને શ્રીવ્રજરાયજીને બતાવી અને આજ્ઞા કરી કે હમારી અને તમારી બન્ને જણાઓની યાદવાસ્થળી શ્રીનાથજીની પાસે થશે, ત્યારે ત્રીજો કોઇ આરતી કરશે, તમે ઘણા દિવસ સુધી આરતી કરી હવે તમે અહીંથી પોતાનું શરીર લઇને નીસરી જાઓ, નહિં તો આ કટારીથી તમારૂં પેટ ચીરીશ, પછી પોતાના પેટમાં મારીશ, તમને સેવા કરવા નહીં દઉં, સેવા તો શ્રીદાઉજી કરશે, તે શ્રીગોવિન્દજી મ્હોટા પ્રબળ હતા તેથી શ્રીવ્રજરાયજીની એવી ધમકી સાંભળી શ્રીવ્રજરાયજી તો ઘણું બીન્યા, થરથર કાંપવા લાગ્યા અને હાથ જોડી દીધા. આંખમાં આંસુ આવી ગયાં, અને વિનતી કરવા લાગી ગયા જે મને મારો માં: હું આ વખતેજ નિસરી જઈશ. તમે શ્રીનાથજીને સંભાળી લ્યો. એમ કહિને શ્રીવ્રજરાયજી ત્યહાંથી ચાલ્યા તે આગરે આવ્યા તે પાદશાહને મળ્યા સઘળી વાત સંભળાવી ત્યારે પાદશાહે કહ્યું, જે

આજ પછી ફરી જશો માં. હવે શ્રીગોવિન્દજીએ પોતાનું કુટુંબ શ્રીદાઉજી તથા વહુ બેટી સર્વ પરિવાર બોલાવી લીધો અને શ્રીનાથજીનાં ચરણુ સ્પર્શ કરીને સર્વનાં ચિત્ત બહુ પ્રસન્ન થયાં અને શ્રીનાથજી પોતાના સઘળા સમુદાયને દેખીને બહુ પ્રસન્ન થયા. આટલા દિવસ શ્રીવ્રજરાયજીએ સેવા કરી પણ શ્રીનાથજીએ સુખ ન માન્યું અને જે દિવસે શ્રીગોવિન્દજી શ્રી બાળકૃષ્ણજી તથા શ્રીવલ્લભજી તથા શ્રીદાઉજી એ સઘળાઓએ મળીને શૃંગાર કર્યો તે દિવસ શ્રીનાથજીએ બહુ અલૌકિકપણાંથી દર્શન દીધાં.

આ રીતે શ્રીનાથજીએ પ્રથમ ચાતુર્માસ દંડોતઘારમાં કર્યું. મ્હોટા મ્હોટા પહાડોને દેખીને શ્રીજી બહુ પ્રસન્ન થયા અને કહ્યું કે આ દેશ બહુ સુંદર છે, પણ હવે અહીંથી ચાલો. આ રીતે ગંગાબાઇને આજ્ઞા કરી. ત્યારે રથમાં બિરાજીને ત્યહાંથી ચાલ્યા. શ્રીગોવિન્દજી ત્રણ ભાઈ હતા એક ભાઇ તો ડેરા લઇને આગળ ચાલે તે ત્યહાં જઇને ડેરો ઉભો કરે અને રસોયા બાળભોગિઆ અને ભિતરીઆઓને સાથે લઈ જાય ત્યહાં આગળ જઈ સર્વ ઉત્થાપનની તૈયાર કરાવી રાખે શ્રીનાથજી રાજભોગ આરતી કરીને ચાલે તે જ્યારે ઘડી ૭ દિવસ રહે ત્યારે ડેરાઓમાં દાખલ થઈ જાય ત્યારે તરત શ્રીજી પોઢે અને સવારે પ્રભાતમાંજ મંગલા, શૃંગાર, ગ્વાલ, અને રાજભોગ પર્યંત સેવા કરી સર્વ કોઈ મહાપ્રસાદ લઇને બીજે દિવસે બીજા ડેરા ઉપર ચાલે અને એક ભાઇ શ્રીજીની સાથે ચાલતા. શ્રી ગોવિન્દજી તો શ્રીજીના રથની આગળ ઘોડાઉપર ચઢીને ચાલતા અને શ્રીબાળકૃષ્ણજી રથની પાછલ ઘોડા ઉપર ચડીને ચાલતા. પાંચે હથિઆર બાંધી, કવચ પહેરી, અલમસ્ત રૂપથી ચાલતા. રસ્તામાં કોઈ રાજા પ્રજા શ્રીજીનાં દર્શનની વિનતી કરે તેને શ્રીગોવિન્દજી આજ્ઞા કરે

જે શ્રીનાથજીતો શ્રીગિરિરાજની કંદરાઓમાં બિરાજે છે. આ રથમાં તો અમારો વસ્તુભાવ છે, એમ કહે. પણ દર્શન કોઇને ન કરાવે સંવત્ ૧૭૨૬ આશો સુદી ૧૫ શુક્રવાર અશ્વિની નક્ષત્રને દિવસ શ્રીનાથજી શ્રીગિરિરાજથી ઉઠ્યા તે સંવત્ ૧૭૨૮ ફાગણ વદી ૭ શનિશ્ચર વાર સ્વાતિ નક્ષત્રમાં સિંહાડમાં પહોચ્યા ત્યાં પાટ બેઠા. ત્યહાંસુધી વચમાં અઢી વર્ષસુધી માર્ગમાં જ્યહાં ત્યહાં રથમાંજ બિરાજ્યા, ત્યાંસુધી રસોઇ કરવાની સેવા તથા સામગ્રી અને શાકની સેવા શ્રીવલ્લભજી મહારાજે પોતાના હાથથી કરી, અને મેદો પિસવાની સેવા પણ શ્રીવલ્લભજી મહારાજે કરી અને અનસખડી બાળભોગની તથા દૂધઘરની સેવા પોતાના હાથથી શ્રીબાળકૃષ્ણજી તથા સર્વ વહુ બેટિઓ મળીને કરતાં. સો ગાય સાથે રેહેતી તેનું દૂધ દહીં અને માંખણ સઘળું સંગમાંજ રહેતું.

પછી દંડોતદ્વારથી શ્રીગોવર્દ્ધનનાથજી કોટા બુંદી પધાર્યા. ત્યહાં અનિરૂદ્ધસિંહ હાડા બુંદીના રાજા હતા તે દર્શન કરવા આવ્યા. વૈષ્ણવ જાણી શ્રીગોવિન્દજી મહારાજે તેમને દર્શન કરાવ્યાં. ત્યારે તે રાજાએ વિનતી કરી જે શ્રીનાથજીથી વિનતી કરો મારા મુલકમાં બિરાજે. આ કોટા બુંદીના મુલકમાં સુંદર જગ્યા છે, ને શ્રીજીની હાજરીમાં પાંચ હજાર તરવાર હાડાઓની છે, જો મહા મ્લેચ્છ આવશે તો અમે લડીશું. ત્યારે શ્રીગોવિન્દજીએ આજ્ઞા કરી જે તમારી આવી વૈષ્ણવતા છે તો અહીંજ સારી જગ્યા જોઇને બિરાજશે. પછી ઇચ્છા થશે ત્યહાં પધારશે, સદા બિરાજવાનું તો અહીં નહીં થાય. કેમ જે તમારી ફોજ થોડી છે. ત્યારે કૃષ્ણવિલાસ નામનું કોટાનાં મુલકમાં એક સ્થળ હતું ત્યહાં પદ્મશિલા છે, ત્યહાં શ્રીનાથજી ચાતુર્માસ બિરાજ્યા.

એ ચાતુર્માસ વીત્યા પછી શ્રીજી પુષ્કરજી થઇને જોધપુર પધાર્યા. રસ્તામાં જ્યારે પુષ્કરજીની નજીક થઇને રથ નિકળ્યો ત્યારે ત્યહાં રથ અટકયો, ત્યારે શ્રીગોવિન્દજીએ ગંગાબાઇને કહ્યું તમે શ્રીજીને પુછો રથ કેમ અટકયો. આપની શી ઇચ્છા છે, ત્યારે ગંગાબાઇએ બીતર જઇને શ્રીનાથજીને પુછ્યું, મીઠડાં લઉં ! રથ કેમ અટકાવી રાખ્યો છે. ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી જે અહીંથી પાસે એક સરોવર છે એમાં કમળ ફુલ્યાં છે તેની મને સુગંધી આવે છે તે કમળ ત્યહાંથી જલદી જઇને લઇ આવો. મારા રથમાં ધરો ત્યારે તે કમળની સુગંધી લઇને હું આગળ ચાલીશ. જ્યહાં મ્હારી ઇચ્છા હશે ત્યહાં પધારીશ. ત્યારે એ ચાર વ્રજવાસી ત્યહાંથી ચાલ્યા તે પુષ્કરજી આવ્યા ત્યહાં આવીને કમળ ઘણાં ફુલ્યાં હતાં તે ફુલ્યાં કમળમાંથી રાતાં તથા સફેદ તથા બીજાં સર્વપ્રફુલ્લિત હતાં તે સર્વે લઇને કમળનાં પાનમાંજ ધરી વેગથી શ્રીગોવર્ધનનાથજીના રથની પાસે આવી ઉભા રહ્યા, ત્યારે તે કમળ લઇ શ્રીગોવિન્દજી મહારાજે શ્રીનાથજીને અંગીકાર કરાવ્યાં. શ્રીજીની આજ્ઞાથી તે કમળ આવ્યાં હતાં તેથી શ્રીજીને તે કમળ બહુ પ્રિય હતાં તેથી શ્રીબાલકૃષ્ણજી અને શ્રીવિઠ્ઠલજીએ પણ શ્રીનાથજીને કમલ અંગીકાર કરાવ્યાં અને શ્રીદાઉજી મહારાજ તો બાલક હતા તેમને પણ શ્રીગોવિન્દજી મહારાજે બોલાવી શ્રીનાથજીને કમળનાં ફુલ અંગીકાર કરાવ્યાં અને વહુજી તથા બેટીજી આદિ સર્વ જે ગોસ્વામી બાળકો હતાં તેમનાં કમળ પણ શ્રીનાથજીએ અંગીકાર કર્યાં.

કૃષ્ણગઢના રાજા રૂપસિંહજી ભલા ભગવદીય હતા તે શ્રીદીક્ષિતજી (અર્થાત્ શ્રી વિઠ્ઠલેશ્વર દીક્ષિત) ના સેવક હતા, તેમણે દેશાધિપતિની લડાઇમાં યુદ્ધ કરીને દેહ છોડી તે સમય એક દુગદુગી હીરા જડિત હતી તે એક નાઈ ખવાસ પાસે હતો તેને આપી અને કહ્યું જે આ

દુગદુગી તું લઇ જઇને શ્રીગિરિરાજ ઉપર શ્રીનાથજી બિરાજે છે તેમને ભેટ કરી આવ. ત્યારે તેણે શ્રીનાથજીની પાસે જઇને તે હીરાની દુગદુગી ભેટ કરી અને રાજભોગ આરતીનાં દર્શન કરીને નીચે ઉતર્યો. તેણે દંડોતી શિલાના ઉપર રાજા રૂપસિંહજીનું સ્વરૂપ દીઠું તે પીતાંબર પીળું પહેર્યું હતુ, કેસરી ઉપરણો ઓઢયો હતો, તિલક મુદ્રા કરી હતી, અને ભગવત તેજ સહિત સ્વરૂપ હતું એમનુ લૌકિક શરીર તો રણમાં છુટયું અને અલૌકિક શરીર ધરીને શ્રીજીના મંદિરમાં પધાર્યા તે જતાં તો સઘળાઓએ દીઠા પરંતુ નીસરતાં કોઇએ ન દીઠા ત્યારે સઘળાઓએ કહ્યું કે રાજા રૂપસિંહજીએ શ્રીજીની લીલામાં પ્રવેશ કર્યો. તે રાજા રૂપસિંહજીના પુત્ર માનસિંહજી કૃષ્ણગઢના રાજા થયા તે વખતમાં જે સમય શ્રીજી રથમાં બિરાજીને કૃષ્ણગઢના મુલકમાં પધાર્યાનું તેણે સાંભળ્યું જે વ્રજના ઠાકોર શ્રીનાથજી મ્હારા દેશમાં પધાર્યા છે તે હમારા પરમ ઇષ્ટદેવ છે એમનાં દર્શન કીધા વિના મ્હારે જળપાન કરવું પણ ઉચિત નથી. ત્યારે તે શ્રીજીનાં દર્શન કરવાને આવ્યો તે ઉજાડમાં જ્યહાં મ્હોટું ખાખરાનું વન હતું ત્યહાં એક અજમિતિ નામનું ગામ ઉજડ હતું ત્યહાં તળાવ બહુ સુંદર હતું અને નદી તથા ઝરણાં પર્વતનાં વેહેતાં હતાં ત્યહાં શ્રીજીનો રથ ઉભો રહ્યો હતો. ત્યહાં આવીને રાજા માનસિંહજીએ શ્રીજીનાં દર્શન કર્યા તેને વૈષ્ણવ જાણિને શ્રીગોવિન્દજીએ દર્શન કરાવ્યાં ત્યારે તેણે વિનતી કરી જે મહારાજ પ્રગટ તો મ્લેચ્છ જાણશે પણ ગુપ્ત આપ મ્હારા મુલકમાં બિરાજો તો હું સેવામાં તત્પર છું. શ્રીગોવિન્દજીએ શ્રીજીને પુછાવ્યું ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે આ પર્વત બહુ રસિક છે, ખાખરાનાં વૃક્ષ ઘણાં છે અને કેસુ ફુલ્યાં છે તેથી વસંતઋતુ અહીં કરીશ. તે પછી આગળ ચાલીશ પછી ડોલ ઉત્સવ ત્યાંજ

કર્યો અને વસંત ઋતુ તથા થોડીક ગ્રીષ્મઋતુ પણ ત્યહાં બિરાજ્યા તે પછી આગળ મારવાડ પધાર્યા.

જોધપુરથી આગળ વ્રજના મારગમાં વીસળપુર નામે એક ગામ છે ત્યહાં એક વૈરાગી ગુરૂ અને ચેલો રેહેતા હતા, જ્યારે પહેલાં શ્રીજી શ્રીગિરિરાજ ઉપર બિરાજતા હતા ત્યારે ત્યહાંથી ગંગાસ્નાન કરવાને તે બન્ને ગુરૂ ચેલો ગયા હતા. તે શ્રીગંગાજી ન્હાઇને જ્યારે શ્રીગિરિરાજ આવ્યા ત્યારે ગુરૂએ તો શ્રીગિરિરાજ ઉપર જઇને શ્રીજીનાં દર્શન કર્યાં અને ચેલાએ તો પોતે શ્રીભાગવત ગ્રંથ ભણ્યો હતો તથી આ શ્લોક ભણીને

**कृष्णस्त्वन्यतमं रूपं, गोपविश्रम्भणं गतः ।**
**शैलोऽस्मीति ब्रुवन्भूरि, बलिमाद दृबृहद्वपुः ॥१॥**
**(भा० स्कं० १० अ० २४ श्लो० ३५.)**

એવો વિચાર કરવા લાગ્યો જે શ્રીભાગવતમાં શ્રીગિરિરાજ પણ ભગવદ્રુપ વર્ણન કરયો છે તો એના ઉપર હું પગ કેમ મુકું. એટલામાં દર્શન કરીને તેનો ગુરૂ આવ્યો તેણે અત્યંત શ્રીજીનાં દર્શનની બડાઇ કરી અને કહ્યું જે શ્રીનાથજી અત્યંત સુંદર છે, ત્યારે તે ચેલો આ વાત સાંભળી દર્શન કરવા ગયો તે શ્રીગિરિરાજ સુધી તો ગયો પણ ઉપર પગ દેવામાં તેને ઘણો ખેદ આવે અને શ્રીજીનાં દર્શન પણ મનમાં વસ્યા કરે અને ઘણીજ ઉત્સુકતા થાય એ રીતે ત્રણ દીવસ સુધી મનમાં વિચાર કરતે તે બન્ને ગુરૂ ચેલા શ્રીગિરિરાજમાં રહ્યા અને શ્રીગિરિરાજની પરિક્રમા કરી તે ચેલાને શ્રીજીનાં દર્શન ન થયાં તેથી તેના ચિત્તમાં અત્યંત ખેદ રહ્યો કોઈ કાળ પછી એ ગુરૂ તો હરિશરણ થયો અને એ ચેલો વીસળપુરમાં

મહંત થયો અને ત્હાં વીસલપુરમાં રહ્યો ત્યારે એ વૈરાગીને શ્રીજીએ સ્વપ્નમાં ચેતાવ્યું કે જેનાં દર્શન માટે તું ખેદ કરે છે તે શ્રીઠાકુરજી હુંજ છું અને કાલે તારા ગામની પાદરમાંથી રથ નિકળશે ત્યારે તું રથને આવીને પકડજે અને શ્રીગુસાંઇજીથી વિનતી કરજે જે મને દર્શન કરાવો. જો તને શ્રીગુસાંઇજી દર્શનની ના કરે તો તું મ્હારો શૃંગાર બતાવી દેજે કેહેજે કે શ્વેત પાગ અને શ્વેત પિછોરાના શૃંગાર છે અને શ્રીજી આ રથમાં નિશ્ચય બિરાજે છે તેથી મને અવશ્ય દર્શન કરાવો. ત્યારે તને શ્રીગુસાંઇજી દર્શન કરાવશે. અને તું એક પાટિયું રાજભોગ સારૂં બનાવરાવી તેને સંગ લઈ મારા રથની આગળ લાવી ધરજે એ પાટિયા ઉપર નિત્ય રાજભોગ આવશે. આ પ્રકારે સ્વપ્નમાં શ્રીજીએ તે વૈરાગીને આજ્ઞા કરી ત્યારે તે વેરાગી પ્રાત:કાલમાં ઉઠી એક મિસ્તરીને બોલાવી લાવ્યો અને કહ્યું જે મ્હારી પચ્ચીસ ભેંસ છે તેમાંથી એક ભેંસ સરસ હોય તે તું લેજે પણ હમણાંજ એક પાટિયું બનાવી લાવ, ત્યારે તે મિસ્તરીએ એક પહોરમાં બનાવી તૈયાર કરી તે વૈરાગીને લાવી આપ્યું તે વેરાગી એ પાટિયું લઇને રસ્તામાં બેઠો. જ્યારે પાછલો પોહોર દિવસ રહ્યો ત્યારે શ્રીગોવર્ધનનાથજીના રથનાં દર્શન થયાં તે રથની આગળ જઈને મારગની વચ્ચે તે વૈરાગી પડયો અને કહ્યું જે મને શ્રીનાથજીનાં દર્શન કરાવશો તો હું મારગમાંથી ઉઠીશ ત્યારે સત્રસાઓએ જાણ્યું જે કોઈ પાદશાહનો હલકારો છે તે કપટ કરીને પૂછે છે ત્યારે શ્રીગોવિન્દજીએ આજ્ઞા કીધી કે શ્રીનાથજી તો સદા શ્રીગિરિરાજની કંદરામાં બિરાજે છે અને આ રથમાં તો હમારો વસ્તુભાવ છે તેને હમે લઈ જાઇએ છીએ. ત્યારે તે વૈરાગિએ કહ્યું જે મને રાત્રિમાં શ્રીનાથજીએ સ્વપ્નમાં આજ્ઞા કરીને કહ્યું છે કે મ્હારા રાજભાગને સારૂં એક પાટયુ

બનાવીને તું લાવજે તે હું બનાવીને લાવ્યો છું. તે લ્યો અને મને શ્રીનાથજીનાં દર્શન કરાવો. શ્વેત પાગ અને શ્વેત પિછોરાનો શૃંગાર છે. આ વાત વૈરાગીની સાંભળી શ્રીગોવિન્દજીએ જાણ્યું જે આ કોઇ અનુભવી વૈષ્ણવછે માટે આને તો દર્શન કરાવવાં. ત્યારે સઘલાઓએ કહ્યું આજ ઇહાં ઉત્થાપન થશે ત્યારે ત્યહાં ડેરા કરાવ્યા અને ઉત્થાપન થયા. હવે તે સમય એ વૈરાગીને દર્શન થયાં અને બીજે દિવસ રાજભોગ આરતી પર્યંત તે ગામમાં બિરાજ્યા ત્યાર પછી ત્યહાંથી જોધપુરનો વિજય કર્યો તે પાટિયા ઉપર એક દિવસ તો રાજભોગ આવ્યો અને જ્યારે શ્રીજીએ ત્યહાંથી વિજય કર્યો ત્યારે તે પાટિયાને સઘળાઓએ ત્યહાંજ છોડી દીધું અને કહ્યું જે શ્રીજીને પાટિયાની શી કમતી છે, અને વૈરાગીનાં પાટિયાથી શું અટક્યું છે. તે મનોરથ કરી બનાવી લાવ્યો તો એકવાર તો રાજભોગ આરોગ્યા હવે એ અહીંજ છોડી ચાલો તેને વૈરાગી લઇ જશે એમ કહીને તે પાટિયાને છોડી દીધું અને જલદી ચાલ્યા. ફરી તે વૈરાગીએ ગામમાંથી આવીને તે સ્થળને જોયું તો શ્રીજી પધારી નીસર્યા અને તે પાટિયું ત્યહાંજ છે ત્યારે તો તે વૈરાગીનું ચિત્ત બહુ ઉદાસ થયું જે મને શ્રીનાથજીએ સ્વપ્નામાં આજ્ઞા કરી જે તું પાટિયું બનાવી લાવ તો પણ અંગીકાર ન કર્યું તો એનું કારણ શું હશે ? આ પ્રકારે ચિંતા કરતો તે વૈરાગી વૈષ્ણવ તે પાટિયાને ઉઠાવી પોતાને ઘેર લઈ આવ્યો તે ઘરને એક સુંદર ઉત્તમ સ્થળ હતું ત્યહાં ધર્યું અને પોતાના મનમાં બેઠો બેઠો ખેદ કરવા લાગ્યો. હવે વીસલપુરથી શ્રીનાથજીનો રથ ચાલ્યો તે રથ ત્રણ કોસ ઉપર જઇને અટક્યો. અને ત્યાંથી આગળ ચલાવવાના બહુ ઉપાય કર્યા પણ શ્રીજીનો રથ ચાલે નહી ત્યારે શ્રીગોવિન્દજીએ ગંગાબાઇને આજ્ઞા કરી જે

તમે શ્રીનાથજીને પુછો આ ઉજાડમાં એક કોશ સુધી કોઇ ગામ નથી અને જળ તથા છાયા પણ નથી અને અહીં જ આપે રથ અટકાવ્યો છે તેનું શું કારણ છે ? ત્યારે ગંગાબાઇએ શ્રીનાથજીને પુછ્યું " જે બલિહારીલાલ ! આ રથ કેમ અટકયો, ચાલતો નથી " ત્યારે શ્રીનાથજીએ આ આજ્ઞા કરી " જે રાજભોગ ધરવામાં નિત્ય પાટિયાનું દુઃખ પડે છે તેથી મેં તે વૈરાગીને સ્વપ્નામાં આજ્ઞા કરીને પાટિયું બનાવ્યું હતું તો તેને આ લોકો ત્યહાંજ છોડી આવ્યા. હવે રાજભોગ શેના ઉપર ધરશે, માટે જ્યારે પાટિયુ આવશે ત્યારે ચાલીશ અને જ્યાં સુધી હું એક સ્થળ ઉપર જઈ સ્થિર થઇ નહી બેસું ત્યહાં સુધી એજ પાટિયા ઉપર નિત્ય રાજભોગ આવશે" ત્યારે આ વાત ગંગાબાઇએ શ્રીગોવિન્દજીને કહી તે સાંભળીને શ્રીગોવિન્દજીએ પોતાના મનમાં ઘણો પશ્ચાત્તાપ કર્યો અને તત્કાલ બે વ્રજવાસી ઘોડા ઉપર ચડાવી મોકલ્યા અને કહ્યું કે તે પાટિયું ત્યહાં પડ્યું હોય તો જલદી લઇને આવો અને કોઇ ઉઠાવી લઇ ગયો હોય તો જઈને તે વૈરાગીથી કહેજો જે તારાં મ્હોટાં ભાગ્ય છે જે તારા પાટિયાને સાક્ષાત્ શ્રીનાથજીએ અંગીકાર કર્યું હવે તું એક બીજું પાટિયું બનાવીને હમને આપ અને જો તે પ્હેલું પાટિયું તેં ઉઠાની ધર્યું હોય તો તેજ આપ. આ આજ્ઞા લઈને તે બન્ને વ્રજવાસી ત્યહાંથી ચાલ્યા તે ઘોડા દોડાવતા ચાલ્યા તે ઘડી દોઢમાં તે સ્થલ ઉપર આવી પહોચ્યા. પાટિયું દીઠું નહી ત્યારે તે વૈરાગીને જઇને સર્વ વૃત્તાંત કહ્યું ત્યારે વૈરાગિએ તે પાટિયું લઈ વ્રજવાસિઓને આપ્યું તેઓ તે લઈ ત્યહાંથી ચાલ્યા તે તરત તેટલાજ વખતમાં પાછા ત્યહાંજ આવ્યા અને તે પાટિયું શ્રીગોવિન્દજીને આપ્યુ. તે એ પાટિયું શ્રીનાથજીની આજ્ઞાથી બન્યું હતું તેથી શ્રીગુ-

સાંઇજીના સઘળા બાલકોએ તે પાટિયાનાં દર્શન કર્યાં અને તે પાટિયાનાં દર્શન કરી અને હાથ લગાડી સઘળાઓએ આંખોથી હાથ લગાડયા અને બહુ સારી રીતથી તેને રાખવા લાગ્યા. અને જ્યારે શ્રીજીની અસવારી થાય તે સમયે યાદ કરી લેવડાવી ચાલે તે જ્યાંસુધી મેવાડના મંદિરમાં સ્થિર થઇને બિરાજ્યા ત્યહાંસુધી તેજ પાટિયું રાખ્યું અને શ્રીનાથજીનો નિત્ય રાજભોગ તેનીજ ઉપર આવતો. જ્યારે તે પાટિયું આવ્યું ત્યારે શ્રીજીનો રથ ત્યહાંથી તરતજ ચાલ્યો. (આ પાટિયું હાલ પણ શ્રીનાથદ્વારમાં બિરાજે છે.)

ત્યાંથી ચાલ્યા તે જોધપુર પધાર્યા જોધપુરના રાજા જસવંતસિંહજી કમાઉના પહાડમાં પોતાનું મોસાળ હતું ત્યહાં ગયા હતા, અને એમના પ્રધાનાદિક સઘળા હતા તેઓ સઘળા શ્રીનાથજીનાં દર્શન સારૂં આવ્યા અને વિનતી કરી જે મહારાજ આઠ દિવસ ઇહાં બિરાજો તો હમે રાજાજીને વધામણી લખાવિએ ત્યારે જોધપુરથી ત્રણ ગાઉ ઉપર ચાપાસેની ગામ છે ત્યહાં એક કદંબખંડી હતી, અને ચારેખા નામનું ગામ હતું, ત્યહાં શ્રીજી ચાતુર્માસ બિરાજ્યા. શ્રીજીએ શ્રીગિરિરાજથી ઉઠયા પછી ત્રણ ચાતુર્માસ મારગમાં કર્યાં, તેમાં એક ચાતુર્માસતો દંડોતીધારનાં કૃષ્ણપુરગામમાં કર્યો, બીજો ચાતુર્માસ કોટાના કૃષ્ણવિલાસમાં કર્યો, ત્રીજો ચાતુર્માસ જોધપુરની પાસે ચાપાસેનીમાં કીધો અને ચોથો ચાતુર્માસ તો મેવાડમાં આપનાં મંદિરમાં કર્યો. અને સંવત ૧૭૨૬ આસો સુદી ૧૫ થી સંવત ૧૭૨૮ ના ફાગણ વદી ૭ સુધી શ્રીજીએ વ્રજ અને મેવાડની વચમાં ભ્રમણ કર્યું તેમાં આટલા દેશ કૃતાર્થ થયા. હીંદ, દંડોતીધાર, બુંદી કોટાનો દેશ, ઢુંઢાર, મારવાડ, વાંસવાડો, ડુંગરપુર તથા

શહાપુરા એટલાની વચ્ચે ૨ વર્ષ ૪ મહિના ૭ દિવસ સુધી શ્રીજી આપ રથમાંજ બિરાજીને ફર્યા.

અને જ્યહાં સુધી આપ શ્રીનાથજી ચાતુર્માસ ચાપાસેનીમાં બિરાજ્યા ત્યહાંસુધી શ્રીગોવિન્દજી ઉદયપુર પધારી રાણા શ્રીરાજસિંહજીને મળ્યા અને શ્રીજીનું મેવાડમાં બિરાજવાનું સઘળું વૃત્તાંત કહ્યું ત્યારે રાણા શ્રીરાજસિંહજીએ પોતાની માતા વૃદ્ધ હતાં તેને પુછ્યું જે વ્રજના ઠાકુર શ્રીનાથજી મ્લેચ્છના ઉપદ્રવથી ઉઠયા છે તેમની અહીં આપનાં દેશમાં બિરાજવાની ઇચ્છા છે તે તમે કહો તો પધરાવીએ અને જો હમારી ઉપર મ્લેચ્છ ચડી આવે ત્યારે હમારે શુ કરવું ? આ વાત સાંભળીને રાણીજીએ કહ્યું હે પુત્ર ! સાંભળો. પ્રથમ મીરાંબાઈ અને અજબકુંવરીબાઇનાં ભાગ્યથી શ્રીજી આપ આપણા દેશમાં પધાર્યા છે. આપણાં એવાં ભાગ્ય કયહાં છે ? તેથી તમે જલદી શ્રીનાથજીને પધરાવો. હવે વિલંબ ન કરો અને જો પાદશાહ ચઢી આવશે તો તમે રજપૂત છો જમીન સારૂ જીવ દ્યો છો, તો શ્રીઠાકુરજીને અર્થે જીવ દેતાં શું વિશેષ છે. હવે શ્રીઠાકુરજીને તરત પધરાવો. આ વાત સાંભળી રાણા શ્રીરાજસિંહજી પ્રસન્ન થયા અને શ્રીગોવિન્દજીને વિનંતી કરી જે મહારાજ શ્રીનાથજીને તરત પધરાવો ત્યારે શ્રીગોવિન્દજી પાછા ચાપાસેની ગયા ત્યહાં જઇને શ્રીનાથજીને વિનતી કરાવી ત્યારે શ્રીનાથજીની આજ્ઞા થઇ જે મેવાડ દેશ ચાલીશું. ચાતુર્માસ તો અહિં વ્યતીત થયું છે હવે અન્નકુટ કરીને મેવાડ "ચાલીશુ"

ત્યારપછી સંવત ૧૭૨૮ ના કાર્તિક સુદિ ૧૫ પૂર્ણમાસીના રોજ શ્રીજીએ મેવાડનો વિજય કર્યો. મારગમાં એક ગામ આવ્યું ત્યહાં ઉત્થાપન થયાં, અને સેન સુધી સઘળી સેવા થઇ, ત્યહાં એક તળાવ

હતું તેમાં જળ પુષ્કળ હતું, શ્રીજી તે દિવસે એ તલાવનુંજ જળ આરોગ્યા. ત્યારપછી રાત્રિના સમય થયો ત્યારે તે તળાવની આસપાસ જય જયકાર થવા લાગ્યો. તે જય જયકારનો શબ્દ શ્રીજીના સંગના સઘળા માણસોએ સાંભળ્યો. પરંતુ જય જયકાર કરવાવાલા દેખાય નહીં, ત્યારે સઘળાએ મળી તે તળાવની પાસે જઇ જ્યહાં જય જય જયકારનો ધ્વની થઇ રહ્યો હતો ત્યહાં અટકળથી પુછ્યું જે તમે કોણ છો ને જય જયકાર કેમ કરો છો. ત્યારે કોઇએ આકાશ મારગથી જવાબ આપ્યો જે હમે આ તલાવમાં એક લાખ ભૂત રહિયે છીએ, તે હજાર વર્ષથી હમારી ગતિ કે મુક્તિ થતી નહોતી તે આજ શ્રીનાથજી આ તલાવનું જળ આરોગ્યા તેના પ્રભાવથી વૈકુંઠથી વિમાન આવ્યાં છે તે એમ કહે છે જે તમે આ તલાવમાં જેટલા પિશાચ છો તે સઘળા દિવ્ય દેહ ધરિ અને વિમાનમાં બેસીને વૈકુંઠ લોકમાં ચાલો, એ રીતે શ્રીવૈકુંઠનાથજીએ કહ્યું છે:— અને હમોને વિમાન લઇને મોકલ્યા છે. કારણ આ તલાવનું જળ શ્રીનાથજી આરોગ્યા છે. તેથી હમો સઘળા એક લાખ પિશાચ આ તલાવમાં રહિયે છીએ તે આજ હમારી મુક્તિ થઇ ગઇ તેથી હમો સઘળા શ્રીનાથજીની જયજય બોલતા જઇએ છીએ તેનો આ જયજય શબ્દ છે. આ વાત સાંભળી શ્રીગોવિન્દજીએ અને એમના સર્વ સંગવાલાઓએ આશ્ચર્ય માન્યું એ રીતે અર્ધ રાત્રિથી આરંભી પ્રાત:કાળ સુધી જયજય કાર થયો. ત્યાર પછી શ્રીનાથજીએ ત્યહાં રાજભોગ આરોગીને વિજય કર્યો. એ રીતે દરેક ગામમાં મજલ કરી ૨૩ દિવસે સિહાડમાં ચરણ ધર્યા. માર્ગમાં જ્યહાં જ્યહાં જેટલા દેશમાં ફર્યા ત્યહાં ત્યહાં ચરિત્ર તો આપે બહુ કર્યા પણ અહીં તો મુખ્ય ચરિત્ર લખ્યાં છે, સિહાડમાં એક પિપરના ઝાડની નીચે રથ

અટક્યો ત્યારે શ્રીજીને પુછ્યું, ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી જે અજબ-કુંવરીબાઇને રેહેવાનું સ્થળ આ હતું, તેથી અહીં મ્હારૂં મંદિર બનશે, અને હું અહીંજ રહીશ, રાણાજીનો મનોરથ તો ઉદયપુરમાં પધરાવવાનો છે પણ તે કોઈ કાળ પછી સિદ્ધ કરીશ, હમણાં તો અહીં અજબકુંવરીબાઇનાં સ્થળમાં મંદિર સિદ્ધ કરો. હું અહીં કેટલાએક કાલસુધી બિરાજીશ. આ સ્થળ મને વ્રજના જેવું જણાય છે. આ પર્વતો મને બહુ સોહામણા લાગે છે. અને સઘળા શ્રીગુસાંઇજીના બાળકો આપની બેઠક કરાવી લ્યો. ત્યારે શ્રીગોવિન્દજીએ તત્કાળ મદિરની તૈયારી કરાવી અને ગોપાળદાસ મિસ્તરીને આજ્ઞા કરી કે "ઉતાવળથી શ્રીજીનું મંદિર સિદ્ધ કરો. ઝાઝાં મનુષ્યો લગાડો કે શીઘ્ર તૈયાર થાય" પાહાણા તો આસપાસના પર્વતોના બહુ હતા અને ચુનો નવો કરાવ્યો મંદિરનો પાયો પડયો ને મંદિર બનવા લાગ્યું, કારખાનાં રાત્રિ દિવસ ચાલવા લાગ્યાં કારીગરો હજારો કામે લગાડી મંદિર થોડાજ મહિનામાં સિદ્ધ કર્યું. સંવત ૧૭૨૮ ફાગણ વદી ૭ શનિવારને દિવસે શ્રીદામોદરજી મહારાજે (શ્રીદાઉજીએ) વેદોક્ત રીતથી પુણ્યાહવાચન અને વાસ્તુ પ્રતિષ્ટા કરાવી શ્રીનાથજીને પાટ બેસાડયા. તે દિવસથી શ્રીજી આપ મેવાડમાં સુખથી બિરાજ્યા અને રાજ શ્રીદામોદરજી મહારાજનું થયું. નેગ, રીત અને સઘળી પરનાળિકા પ્રથમની હતી તે બંધાઈ ગઇ, ગાયોના વાડા સિદ્ધ થયા, તેમાં સઘળી ગાયો રહી. અને શ્રીદાઉજી મહારાજ શ્રીજીને સારી રીતે લાડ લડાવે ઉત્સવ મહોત્સવના શૃંગાર સઘળા આપજ કરે.

આ રીતે જ્યારે વર્ષ ચાર વ્યતીત થયાં ત્યારે મહામ્લેચ્છે હલકારાઓને પુછ્યું "એ દેવ જે ગિરિરાજથી ઉઠયા હતા તે કોના મુલકમાં જઇને વસ્યા. મ્હારાજ અમલમાં છે કે કોઇ રાજાના અમ-

લમાં છે ?" ત્યારે હલકારાએ મારવાડ તથા ઢુંઢાર તથા મેવાડમાં જ્યહાં જ્યહાં શ્રીજી બિરાજ્યા તે તે મુલકમાં ફર્યા અને નિશ્ચય કરીને આવ્યા. તેમણે આવી દેશાધિપતિને કહ્યું જે રાણાજીના દેશમાં બિરાજે છે, અને રાણાજી હાથ જોડી રહે છે અને બહુ બંદગીમાં રહે છે. આ સાંભળી પાદશાહે કહ્યું જે મેં તો જાણ્યું હતું જે મ્હારાજ મુલકમાં રેહેશે. જ્યહાં જાશે ત્યહાં મુલકતો મ્હારોજ છે. દરિયાના તીર સુધી. અને એ તો મ્હારો મુલક છોડી રાણાજીના મુલકમાં જઇને વસ્યા છે. તેથી હું રાણાજીને જઇને જોઇશ. આ રીતે કહી પાદશાહે તૈયારી કરી તે કેટલાએક દિવસમાં મેવાડમાં આવી પહોંચ્યા ત્યારે રાણા શ્રીરાજસિંહજીએ પોતાનું સઘળું કુટુંબને મેવાડમાં મોકલી આપ્યું અને પોતે ચાળીસ હજાર ફોજથી નાહર મગરે આવી ડેરા કર્યા અને તેજ દિવસે પાદશાહે આવી રાજસાગર ઉપર ડેરા કર્યા.

તે દિવસે શ્રીજીએ ગંગાબાઇને આજ્ઞા કરી જે શ્રીદાઉજીને કહો કે એક વાટરા ગામ છે, ત્યહાં વાટરાની નાળમાં એક બહુ રમણિક સ્થળ છે, ત્યહાં અનેક જાતની વૃક્ષાવળી સેહેજે જ થાય છે, કેવડા, કેતકી, ચમેલી, રાયવેલ પણ સર્વ થાય છે. તે મગરો મારે અવશ્ય જોવો છે, અને તે પર્વતમાં એક ગુફા છે, એ ગુફામાં એક ઋષીશ્વર હજારો વર્ષથી તપસ્યા કરે છે. એના ચિત્તમાં એવી આકાંક્ષા છે જે શ્રીકૃષ્ણ મને આજ પર્વતમાં પધારી દર્શન દેશે ત્યારે હું આ દેહનો ત્યાગ કરીશ, ત્યહાંસુધી પ્રાણ કપાલમાં ચડાવી રાખીશ જ્યહાં કાળની ગમ્ય નથી. એ રીતે હજારો વર્ષથી તે ઋષિશ્વર બેઠા છે તેને દર્શન દેવા સારૂ તે મગરામાં મને લઇ ચાલો અને ત્રણ દિન ત્યહાં રહીશું તે પછી ફરી આ મંદિરમાં આવી રહીશ ત્યહાં સુધી પાદશાહ રાજસાગર ઉપર રેહેશે ત્યાર પછી એ પાદશા-

હને ઉઠાડી દઇશ. આ વાત [illegible]એ શ્રીદાઉજી મહારાજને સઘળી કહી શ્રીદાઉજી મહારાજ મોટા પ્રતાપી હતા તેમણે રથ તરત સિદ્ધ કરાવ્યો [illegible] બિરાજ્યા તે વાટરા પધાર્યા, અને મગરાઓમાં જ્યાં [illegible] ત્યહાં શ્રીજીની ઇચ્છાથી મારગ સિધો થઇ [illegible] ત્યાં ખાબડી આવે ત્યહાં રૂનાં ગાદલાં શ્રીદાઉજી મહારાજ [illegible] જે શ્રીજીના રથને ઇજા ન આવે તે સારૂં. એ [illegible] આપ બિરાજ્યા ગજભોગ શયનભોગ સઘળા [illegible]. એક દિવસ ભોગનાં કમાડ ખુલ્યાં તે સમય તે ગુફામાંથી [illegible] નીકળી દર્શન કરવા આવ્યો તેણે શ્રીજીનાં દર્શન [illegible], અને એક નીલકમળની માળા ગુંથીને લઇ આવ્યો [illegible] મંડળમાં નીલકમળ ક્યાંઇ થતાંજ નથી પરંતુ દેવલોક[illegible]. એ યોગેશ્વરની દેવલોકપર્યંત ગતિ હતી ત્યહાંથી નીલકમળ [illegible] લાવીને તેની માળા ગુંથીને સિદ્ધ કરી રાખી હતી જે શ્રીજી પધારશે તે દિવસ પેહેરાવીશ. તે વેરાગીને શ્રીનાથજીએ આપની નિકટ બોલાવીને કહ્યું જે તમે માળા પહેરાવી દ્યો ત્યારે તેણે માળા પેહેરાવી અને એક ચંદનનો મૂઢો સવાશેરનો હતો તે ભેટ કર્યો. તે ચન્દન અસલ મલીઆગર હતું એક રતીભાર તોળીને સવામણ તેલ ઉકાળી તેમાં નાંખે તો તેલ શીતળ થઇ જાય એવું તે ચંદન હતું તે મૂઢો ભેટ કર્યો. અને દંડવત્ કરીને તેજ પર્વત ઉપર ચાલ્યો ગયો. ભગવત્ કૃપા થઇ એટલે વિષ્ણુના દૂત આવ્યા તે વિમાનમાં બેસાડી એને વૈકુંઠમાં લઇ ગયા ત્યારે શ્રીજીએ શ્રીદાઉજીને આજ્ઞા કરી જે ગ્રીષ્મ ઋતુમાં ચંદનની કટોરી થાય છે તેમાં થોડું થોડું આ મૂઢામાંથી નિત્ય ઘસવું જ્યહાં સુધી આ મૂઢો પોહોંચે ત્યહાંસુધી તેમજ કરો.

ત્યાર પછી એક રાત્રિ તો પાદશાહના ડેરા રાજસાગર ઉપર રહ્યા, અને બીજે દિવસે બનાસ નદી ઉપર ખીમનોરમાં ડેરા કર્યા, અને ત્યહાં હુકમ કર્યો કે એક મહિનો અહીં રહિશું માટે અહીં એક બાગ તૈયાર કરાવો તે બાગને તૈયાર જોઇ હમે ચાલિશું. આ વાત રાણાજીએ સાંભળી તેથી રાણાજી મનમાં બહુ બીન્યા અને શ્રીજીની માનતા કરી જે મહારાજ આ મ્લેચ્છ હમારા દેશમાંથી ચાલી જશે તો ગામની ભેટ કરીશ. રાત્રિને સમય વાટરામાં શ્રીજીએ ગંગાબાઇને આજ્ઞા કરી શ્રીદાઉજી મહારાજને કહો જે કાલે સિંહાડના મંદિરમાં જઇને ઉત્થાપન થશે અને પાદશાહ આજ ખીમનોરથી રાતો રાત નાશી જશે. તે દિવસ એક પોહોર રાત્રિ ગઇ તે સમય સિંહાડમાંના શ્રીજીના મંદિરમાંથી જગમોહનમાંથી ભમરાઓ મ્હોટા મ્હોટા કોટયાવધિ નિકળ્યા તેઓ સીધા ખીમનોરની તરફ ચાલ્યા અને પાદશાહની ફોજમાં ગયા તે એક એક માણસને તથા ઘોડા હાથીઓને લક્ષાવધિ જઇ લાગ્યા એ રીતે અકસ્માત જોઇ સઘળાઓ ત્યહાંથી નાઠા. અને તેની સાથે બાર લાખ ફોજ હતી તે ભમરાઓના કરડવાના ડરને લીધે મગરામાં જઇ વિખરી ગઇ, પાદશાહની બે બેગમ હતી તેમાંની એકનું નામ રંગીચંગી હતું દશ હજાર અસવાર તેની સાથે જુદા ચાલતા તે એ મગરાઓમાં ભૂલી પડીને રાણાજીની ફોજ નાહર મગરે પડી હતી તેમાં જઈ પહોચી ત્યારે રાણાજી શ્રીરાજસિંહજીએ આ વાત જાણી જે પાદશાહની બેગમ ભૂલી પડી છે, ને મારી ફોજમાં આવી છે. તેથી રાણાજી આપ બેગમ પાસે આવ્યા ત્યહાં આવીને એ બેગમને મુજરો કર્યો અને કહ્યું જે તમે મ્હારી બ્હેન છો માટે તમે જ્યહાં કહો ત્યહાં પાદશાહની પાસે તમને પોહોચાડી આવીએ. ત્યારે તે બેગમે કહ્યું જે તમે હમારા ધર્મના ભાઇ

છો, મને પાદશાહની પાસે પોહોંચડાવી દ્યો. અને હું તમારા મુલકમાંથી બાદશાહને જલદી પાછા લઇ જઈશ. ત્યારે રાણાજીએ દશ હજાર સ્વાર સાથે મોકલ્યા અને કહ્યું જે બેગમને પાદશાહના ડેરામાં પોહોંચાડી આવો. ત્યારે રાણાજીએ બેગમ સાહેબને દશગામ લુગડામાં આપ્યાં, અને પાદશાહે રાતો રાત ઉદયપુર પાછળ તલાવ ઉપર જઇને ડેરા કર્યા ત્યારે ગામ સઘળું ઉજડ દીઠું, અને વસ્તી મગરાઓ ઉપર ચડી ગઈ હતી ત્યાં બપોર થઇ ગયા, પાદશાહ અન્ન ન ખાય કહે જે રંગીચંગી બેગમ આવે તો અન્ન ખાઉ એટલામાં તો તે રંગીચંગી આવી ઉભી રહી. તેણે સઘળા સમાચાર રાણાજીના કહ્યા જે મને સારી રીતે પહોચાડી ગયા અને મેં પણ એમને ધર્મના ભાઈ કહ્યા છે તેથી એના મુલકમાં હજરતને રેહેવું ન જોઇએ ત્યારે પાદશાહે કહ્યું કે એક મસીદ ઉદયપુરમાં બનાવશું તે પછી ચાલશું ત્યારે બેગમે ના કહી કાલ આપને કુચ કરવો જોઇએ અને મ્હારા ભાઈ રાણાજીને કેહેવરાવી દઇશ તે તમારા નામથી એક મસીદ બનાવી રાખશે. ત્યારે તે બેગમે રાણાજીને તેડાવીને પાદશાહથી મેળવ્યા. ત્યારે રાણાજીને પાદશાહે કહ્યું જે તમે હમારી બેગમની બહુ બંદગી કરી છે ને તમે એના ધર્મના ભાઇ થયા છો તો તમે કાંઈ માગો હું તમારા ઉપર ખુશી થયો છું. ત્યારે રાણા શ્રી રાજસિંહજીએ કહ્યું જે આપ ખુશ થયા હોતો જલદી ફોજને કુચ કરાવો, ત્યારે પાદશાહે રાણાજીને કહ્યું જે એક તમે હમારા નામની મસિદ બનાવી રખાવજો. અને જે કનૈયાજી શ્રીગિરિરાજથી છટકા છે તે તમારા મુલકમાં આવ્યા છે જેને મેં પોતાના મુલકમાં બિરાજવા માટે ઘણું કર્યું પણ એમની મરજી તમારા મુલકમાં બિરાજવાની છે તેથી તમે એમના હુકમમાં રેહેજો. જ્યાંસુધી એ દેવતા તમારા

મુલકમાં રેહેશે ત્હાંસુધી હું મેવાડમાં નહિ આવું. તેણે આ તરેહથી કહ્યું બીજે દિવસે ફોજનો કુચ થયો તે દ્વારિકા તરફ ગયો અને મેવાડમાં સુખ શાંતી થઇ ત્યારે રાણાજી સર્વ કુટુંબ સહિત ઉદયપુર આવ્યા અને ગામ તથા મુલકના લોક મગરાઓ ઉપર ચડયા હતા તે સઘળાઓ પોતપોતાને ઠેકાણે આવીને વસ્યા ત્યારપછી વાટરાથી રાજભોગ આરતી કરી શ્રીનાથજી પધાર્યા તે સિંહાડમાં બિરાજ્યા.

એક સમય સુરતવાલા શ્રીપુરૂષોત્તમજી મહારાજ દક્ષિણ દેશ પધાર્યા હતા. ત્હાં આપે ઘણાં સુંદર રત્નો જોયાં તેથી આપે શ્રીનાથજી સારૂં જડાઉ મોજા બનાવરાવ્યા અને તે મોજા લઇને તરત શ્રીજીદ્વાર પધાર્યા પરંતુ રસ્તામાં દિન વિશેષ લાગ્યા તેથી મોજા વડા થઈ ચુક્યા પછી પધાર્યા અને વર્ષ દિવસ રેહેવા જેવું કાર્ય ન હતું કારણ કે કાશી દિગ્વિજય કરવા પધારવું હતું તેથી શ્રીદાઉજી મહારાજપાસે વિનતી કરી " જે આ મોજા લાવ્યો છું અને શ્રીજીતો મોજા વડા કરી ચુક્યા, આગળ રેહેવાનું તો બને તેમ નથી જે આપની આજ્ઞા હોય તો શ્રીજી અંગીકાર કરે " ત્યારે શ્રીદાઉજી મહારાજે આજ્ઞા કરી કે તમે પણ શ્રી ગુસાંઇજીના બાળક છો તે તમારૂં કર્યું શ્રીજી અંગીકાર કરે છે. તથાપિ ઋતુનો મહિમા છે તેથી શૃંગારના સમયમાં ધરાવી બે ચાર ઘડી પછી વડા કરી લેજો આવી આજ્ઞા શ્રીદાઉજી મહારાજની થઇ. શ્રીપુરૂષોત્તમજી મહારાજે બીજે દિવસ શ્રીજીનો શૃંગાર કર્યો તે દિવસે જડાઉ મોજા શ્રીજીને ધરાવ્યા અને શ્રીદાઉજી મહારાજ ભોગ આવવાના સમયમાં નિત્ય શ્રીજીનાં દર્શને પધારતા તેથી શ્રીજીનાં દર્શન કરી શ્રીપુરૂષોત્તમજી મહારાજને એવી આજ્ઞા કરી જે મોજા માળા બોલ્યા પછી વડા કરી લેજો. એટલી આજ્ઞા કરી શ્રીદાઉજી મહારાજ આપની બેઠકમાં પધાર્યા પછી

માળા બોલી, રાજભોગ આરતી થઈ ત્યારે શ્રીપુરુષોત્તમજીએ ટોચ વ્યાસ મુખિયા હતા તેમને કહ્યું જે એક હજાર મુદ્રા તો લ્યો અને શ્રીજીને સંધ્યા આરતી સુધી મોજા ધરેલા રહેવા દ્યો. ત્યારે મુખિયાજીએ કહ્યું જે મહારાજ શ્રીદાઉજી મહારાજનો નિયમ છે જે ભોગનાં દર્શન નિત્ય કરે છે, તેથી આપ શખનાદ થયા પછી ઉત્થાપનનાં દર્શન સમયે વડા કરી લેશો તે પછી કમાડ ખોલીશું. પછી શ્રીજીને અનોસર કરીને શ્રીપુરુષોત્તમજી તો આપની બેઠકના પધાર્યા અને સઘળા સેવકો પણ પોત પોતાને ઘેર ગયા તે પછ એક મુહુર્ત સુધી શ્રીજીએ વાટ જોઈ કે હમણાં આ મોજા વડા કરી લેશે પરંતુ કોઈએ કર્યા નહી. ત્યારે શ્રીનાથજી કંટાળ્યા તેથી ખીમનોરમાં શ્રીહરિરાયજી ભોજન કરીને આપની બેઠકમાં પોઢયા હતા તેને જ્યારે નિદ્રા આવી ત્યારે શ્રીજીએ સ્વપ્નમા આજ્ઞા કરી જે તમે શીઘ્ર આવીને મોજા વડા કરી લ્યો તો હું બગમા જાઉં ત્યારે તે વખતે શ્રીહરિરાયજી ચમકી ઉઠયા. શ્રીહરિરાયજીની રાવળી અસવારી નિત્ય રહેતી સુખપાલ, ઘોડવેલ, બેલનો રથ તથા એક હાથી એટલી સવારી સદા હાજર રહેતી તેમાંથી એક એક સવારી એક એક પહોર સુધી ડોઢી ઉપર આવી ઉભી રહેતી તે શ્રીહરિરાયજી મહારાજે આપે ઉઠીને પૂછ્યું "કયી અસવારી ઉભી છે" ત્યારે ઉદ્ધવ ખવાસે વિનતી કરી જે મહારાજ ઘુડવેલ જોડેલી તૈયાર છે. તત્કાળજ શ્રીહરિરાયજી ઘુડવેલમાં બિરાજ્યા અને વેગથી હાંકી તે ઘડી એકમાં આવીને બનાસ ઉપર સ્નાન કર્યું અને અપરસમાં શ્રીદાઉજી મહારાજની પાસે પધાર્યા ને મંદિરની કુંચીઓનો ઝુમખો માગ્યો. શ્રીહરિરાયજીના પ્રભાવને તો શ્રીદાઉજી મહારાજ જાણતા હતા, તેથી વિચાર્યું જે કાંઈ એક

શ્રીજીની આજ્ઞા થઈ છે તેથી કુંચીનો ઝુમખો આપ્યો તે લઈ શ્રીહરિરાયજી નિજમંદિરમાં પધાર્યા ને તાળું ખોલી શંખનાદ કરાવી અને શ્રીજીની પાસે જઈને મોજા વડા કરી લીધા, અને દંડવત કરી ટેરો દઇ બાહેરનાં કમાડ મંગળ કરી આવ્યા ત્યાર પછી કુંચીઓનો ઝુમખો શ્રીદાઉજી મહારાજની બેઠકમાં પોહોચાડીને આપ તો શ્રીહરિરાયજી ખીમનોર પધાર્યા શ્રીપુરૂષોતમજીએ આ વાત જાણી તેથી આપના મનમાં મોટો પશ્ચાત્તાપ થયો જે હમે મોજા શા માટે રાખ્યા. શ્રીનાથજીને શ્રમ થયો અને શ્રીદાઉજી મહારાજે વ્યાસજીને ખીજીને કહ્યું જે તમે મોજા શા માટે રાખ્યા. આજ પછી તમે સંકોચને લીધે શ્રીગુસાંઇજીના બાળકોને કાંઇ કહી ન શકો તો હમને કહેવું હમે તેમને કહીશું એ હમારૂં કામ છે.

ફરિ એકવાર શ્રીગોવર્ધનનાથજીનો શૃંગાર શ્રીવલ્લભજી મહારાજના પુત્ર શ્રીવ્રજરાયજીએ કર્યો શ્રીજીને ત્યહાં પેંડાની ગાદી બિછાવાય છે તે ઉપર ચરણારવિન્દ ધરીને પછી પેંડામાં પધારે તે ગાદી બિછાવવાનું શ્રીગુસાંઇજીના બાળક તથા સઘળા ભીતરિઆ ભૂલી ગયા. જ્યારે રાજભોગ આરતી પછી અનોસર થયા ત્યારે ગંગાબાઇથી શ્રીજીએ આજ્ઞા કરી. જે આજ પેંડાની ગાદી બિછાવાનું ભૂલી ગયા છે તેથી હું ઉભો થઇ રહ્યો છું! ત્યારે ગંગાબાઇએ શ્રીનાથજીને વિનતી કરી જે આ વાત ભીતરની છે. મારાં બળની નથી. મીકડાં લઉં! તમે આ વાત શ્રીહરિરાયજીને જણાવો ત્યારે શ્રીનાથજીએ ખીમનોરમાં શ્રીહરિરાયજીને જણાવ્યું કે તમે તત્કાળ આવી પેંડાની ગાદી બિછાવી જાઓ હું ઉભો થઇ રહ્યો છું. ત્યારે શ્રીહરિરાયજી ખીમનોરથી ધુડવેલમાં બિરાજી પધાર્યા તો ગંગાબાઇ પણ નદીની ઉપર જઇને શ્રીહરિરાયજીની વાટ જોતાં હતાં એટલામાં શ્રીહરિરાયજી

પધાર્યાં ત્યારે ગંગાબાઇએ ભગવત્ સ્મરણ કર્યાં અને કહ્યું જે તમે અહીંઆંથીજ સ્નાન કરી શીઘ્ર અપરસમાં જાઓ. લાલા ઉભા રહેલ છે. તત્કાળ પોતે ત્યાં સ્નાન કરી અપરસનાં વસ્ત્ર પેહેરીને શ્રીહરિરાયજીએ શ્રીદાઉજી મહારાજની પાસેથી કુંચી મંગાવી મંદિરનું તાલું ખોલી શ્રીજીને દંડવત્ કરી ને ગાદી બિછાવી અને તાલું મંગળ કરી શ્રીદાઉજી મહારાજની બેઠકમાં શ્રીહરિરાયજી પધાર્યાં ત્યારે શ્રીહરિરાયજીએ શ્રીદાઉજી મહારાજને કહ્યું આપ હમારા શ્રીવલ્લભકુળના મુખ્ય છો અને શ્રીજીનો અધિકાર તો આપને માથે છે તેથી હમે કોઇ વાત શ્રીજીની સેવામાં ભૂલી જઇએ તો અમને શિક્ષા કરવી ઉચિત છે. આજે પેંડાની ગાદી બિછાવવાનું ભૂલી ગયા તેથી શ્રીજી બે ઘડી સુધી ઉભા રહ્યા ને મને આવી ચેતાવ્યું ત્યારે મેં આવીને ગાદી બિછાવી ત્યારે શ્રીજી વનમાં પધાર્યાં. શ્રીદાઉજી મહારાજે શ્રીહરિરાયજીથી કહ્યું જે પેંડા તો બિછયોજ હતો પણ નાની ગાદી બિછે છે તે ભૂલી ગયા હશે તે હું સમજાવી દઇશ. હવે એક સ્વભાવિક પ્રશ્ન તમને સુધે મને પૂછુ છું. તમે મહાનુભાવી છો. જ્યારે ગાદી બિછ્યા વિના શ્રીજીએ પેંડા ઉપર ચરણારવિન્દ ન ધર્યાં તો જ્યાં ચોરાશી કોસ વ્રજમંડળમાં આપ પધારે છે ત્યારે સઘળા સ્થળોમાં ભૂમિ ઉપર શ્રીજી ચરણારવિન્દથી ફરે છે ત્યહાં સઘળે ઠેકાણે ક્યાં ગાદી બિછેલી હોય છે. ત્યારે શ્રીહરિરાયજીએ આ ઉત્તર આપ્યો જે શ્રીગુસાંઇજીએ શ્રીનાથજીને આ આજ્ઞા કરી છે જે હમે અહીં ગાદી બિછાવિએ તે ઉપર ચરણારવિન્દ ધરીને પછી પેંડાની ઉપર પધાર્યાં કરો. તેથી શ્રીજી ગાદી બિછ્યાવિના પેંડામાં શ્રીચરણારવિન્દ ધરતા નથી. આપ શ્રીગુસાંઇજીની આજ્ઞા ઉલંઘન ન કરતાં આપણી સેવા શ્રીજી અંગીકાર કરે છે તે તો આપ શ્રીગુસાંઇજીની આજ્ઞાથી કરે છે અને તમે

કહ્યું જે વ્રજભૂમિમાં શ્રીજી ગાદી બિછાવ્યાવિના ચરણારવિન્દ કેમ ધરે છે તેનો ઉત્તર આ છે જે વ્રજભૂમિ તો માંખણથી પણ કોમળ છે, અને જ્યાં જ્યાં આપ ચરણારવિન્દ ધરે છે ત્હાં સાત્વિક આવિર્ભાવ ભૂમિને થઈ આવે છે. વ્રજભૂમિ સદા પ્રેમાદરવાળી છે. ગુણાતીત શ્રીનંદલાલાત્મક ભૂમિ છે. વ્રજ કમળાકૃતિ છે જ્યહાં જ્યહાં શ્રીજી ચરણારવિન્દ ધરે છે ત્યહાં ત્યહાં ભૂમિ કમળ ફુલવત્ કોમળ થઇ જાય છે કમળનાં ફુલ ઉપર ચરણારવિન્દ ધરવાથી જેવી સુખની પ્રાપ્તિ થાય છે. એવુ વ્રજભૂમી ઉપર ચરણાવિન્દ ધરવાથી શ્રીજીને સુખ થાય છે. તેથીજ શ્રીશુકદેવજીએ શ્રીભાગવતમાં કહ્યું છે.

**शरचंद्रांशुसंदोहध्वस्तदोषातमः शिवम् ।**
**कृष्णाया हस्ततरलाऽऽचितकोमलवालुकम् ॥**
स्कं. १०. अ. ३२. श्लो. १२.

તેથી શ્રીગુસાંઇજીની આજ્ઞાનુસાર શ્રીજીની સેવા આપણે કરવી. શ્રીગુસાંઇજીએ જે જે સમયે સેવા સાધી છે તેજ સમયે શ્રીજી તે તે સેવાની સુખ કરે છે " **दास चतुर्भुज प्रभुके निजमत चलत लाल गिरिधर** " આ કીર્ત્તનની તુક કહી, આ વાત સાંભળી શ્રીદાઉજી મહારાજ બહુ પ્રસન્ન થયા અને આપ મહાશય છો એમ શ્રી હરિરાયજીને કહ્યું. તે પછી શ્રી હરિરાયજી ખીમનોર પધાર્યા અને શ્રી દાઉજી મહારાજ પણ તે દિવસથી શ્રીજીની સવામાં બહુ સાવધાન રહેતા, અને કોઈ વલ્લભકુળના બાળકો શૃંગાર કરતા તો પણ શ્રીદાઉજી સઘળી સેવા નિરખતા, એવાર શ્રીજીનાં મંદિરમા દર્શન સારૂ પધારતા, કસુર રહી હોય તો શિક્ષા કરતા.

એક દિવસ એક નંદબારનો વૈષ્ણવ હતો તેની આરૂઢ દશા હતી તે એકલો વ્રજમાં ફરતો તેનું નામ ગોવિન્દદાસ હતું તે એક દિવસ કોકિલા વનમાં શ્યામ તમાલની નીચે બેઠો હતો, ને શ્રીહરિરાયજીના શ્રીચરણારવિન્દનું ધ્યાન કરતો હતો, અને શ્રીહરિરાયજીનો સેવક હતો તેને જોઇને સઘળા વૈષ્ણવ કહેતા જે આ વિકળ છે, તેથી વિશેષ કોઇ જાતની વાત ન કરતા અને તે પણ કોઇથી સંભાષણ કરતો નહીં એક સમય શ્રીજી કોકિલા વનમાં અકસ્માત પધાર્યા ને એ સમયે એને દર્શન થયાં અને શ્રીજીએ એ વૈષ્ણવને આ આજ્ઞા કરી જે ગોવિન્દદાસ તું મેવાડમાં જઇને શ્રીગિરિધરજીને કેહે જે અન્નકોટ લુંટની વખતે મારા મંદિરમાં અનાચાર મળે છે તેથી એક સુરજપોર કરાવો ત્યહાં થઇને સઘળા નિકળે. ત્યારે તે વૈષ્ણવે વિનતી કરી જે મહારાજ મ્હારૂં કહ્યું ત્યહાં કોઇ નહીં માને ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી જે શ્રીગિરિધરજી માનશે તું જલદી જઇને કહેજે. ત્યારે તે ગોવિન્દદાસ શીઘ્ર શ્રીજીદ્વાર આવ્યો અને શ્રીગિરિધારીજી મહારાજને વીનતી કરી કે મહારાજ શ્રીનાથજીએ આવી આજ્ઞા કરી છે અને આપનું નામ લીધું છે ત્યારે તે વાત સાંભળી શ્રીગિરિધારીજી તો વૈષ્ણવના પ્રભાવને જાણુતા હતા તેથી ગદગદ કંઠ થઇ ગયા અને વૈષ્ણવને આજ્ઞા કરી જે શ્રીનાથજી મારૂં નામ શ્રીગિરિધારીજી છે એમ જાણે છે ? તે બે ત્રણ વાર શ્રીગિરિધારીજીએ આ વાત વૈષ્ણવના મ્હોડાથી કહેવરાવી, તે પછી શ્રીવિઠ્ઠલરાયજી મહારાજને શ્રીગિરિધારીજીએ સઘળી વિનતી કરી. ત્યારે શ્રી વિઠ્ઠલરાયજીએ આજ્ઞા કરી જે ભાઇ આજ કાલ કળિયુગ છે તેથી કોઈ પાખંડથી કાંઇ વાત કહે તો માનવી નહીં જે વાત હશે તેની શ્રીજી મને આજ્ઞા કરશે. તે પછી શ્રીગિરિધારીજી મહારાજ ચુપ થઇ

રહ્યા. આપની બેઠકમાં પધાર્યા, પછી જ્યારે પંદર દિવસ અન્નકૂટના રહ્યા અને રાત પાછલી પોહોર રહી ત્યારે શ્રીવિઠ્ઠલરાયજી મહારાજને સ્વપ્નમાં શ્રીજીએ આજ્ઞા કરી જે તમે પેલા વૈષ્ણવની વાત ખોટી માની તો હવે સુરજપોર તૈયાર થશે ત્યારે અન્નકૂટ આરોગીશ એટલી આજ્ઞા કરી નિજમંદિરમાં પધાર્યા; શ્રીવિઠ્ઠલરાયજી પણ જાગ્યા તત્ક્ષણ શ્રીગિરિધારીજીને બોલાવ્યા અને આજ્ઞા કરી જે ભાઇ આ વૈષ્ણવ સાચો છે આજે મને શ્રીજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી અને પંદર દિવસમાંજ સુરજપોર સિદ્ધ કરવાની આજ્ઞા કરી છે પછી એટલા દિવસમાં સુરજપોર સિદ્ધ થઇ ત્યારે શ્રીનાથજી અન્નકૂટ આરોગ્યા ત્યારથી ૮૮ વર્ષ સુરજપોર અન્નકૂટને દિવસે ખુલે છે.

એક વખત શ્રીજીના ઉત્સવનો દિવસ હતો તે કોઈ એક સામગ્રી બાલભોગમાં નેગ કરતાં વધારે થતી તે બીજે દિવસે રાજભોગમાં આરોગતા તે તે દિવસે બાળભોગિઆઓને તો યાદ આવી પરંતુ એક ખાસા ભંડારી ગોપાળદાસ હતો તેણે તે વધારાની સામગ્રીનો સામાન પોહોચાડયો નહી અને કહ્યું જે કાલે સામગ્રી બનાવતી વખતે તમે સામાન લઇ લેજો. પછી જ્યારે પોહોર રાત્રિ પાછલી રહી ત્યારે શ્રીજી એક લાલ છડી હાથમાં લઇને ગોપાળદાસ ભંડારીની પાસે પધાર્યા તેને એક છડી મારીને જગાડયો અને શ્રીજીએ આજ્ઞા કરી જે તેં હમને બાળભોગમાં સામગ્રી આજે કેમ ન પોહોચાડી એ વસ્તુ બનાવવામાં વિલંબ બહુ લાગે છે તેથી કાલે આવશે તો રાજભોગને અવેર થઇ જશે એટલામાં તે ગોપાળદાસ ભંડારી જાગીને જુએ તો આગળ શ્રીજી આપ ઉભા છે ત્યારે ઉઠયો. ઉઠીને કહ્યું “ मुझे चरण छुवाता जा ” એટલામાં શ્રીજી ત્યાંથી ભાગ્યા પાછળ તે ગોપાળદાસ દોડીને ચાલ્યો તે પોર સુધી આવ્યો

પોરનાં તો કમાડ મંગળ હતાં ને શ્રીનાથજી તો મંદિરમાં પધાર્યા અને એ તો સિંહપોરના કમાડમાં જઇને માથું પટકીને એમ પુકારે **મુઝે ચરણ છૂવાતા જા** આ પ્રકારે કહે ત્યારે એક રાય ગોવર્ધન ક્ષત્રી સિંહાપોરિઆ હતો તેણે ઉઠીને કમાડ ઉઘાડીને તેને પૂછ્યું જે તું કેમ કમાડથી માથું પટકે છે તેં શું જોયું છે ! ત્યારે તેણે કહ્યું જે એક છોકરો મંદિરમાં ભાગી ગયો છે હમણાંજ તેના ચરણ સ્પર્શ કરવા જઇશ ત્યારે તે પોરિયાએ તેને પકડીને બેસાડી દીધો પરંતુ તે તો વિકળ થઈ ગયો સે વારંવાર એમજ કહ્યા કરે કે "**अब लडके मुझे चरण छूवाता जा**" આઠે પોહોર તેને એજ રટના લાગી રહે. અન્ન જળ સઘળું છોડી દીધું. આ વાત શ્રીદાઉજી મહારાજે સાંભળી તેથી તેને એક કોટડીમાં બેસાડી દીધો અને એક માણસ તેની ચાકરીમાં રાખી દીધો એ ગોપાળદાસ ઓગણીસ દિવસસુધી જીવતો રહ્યો શ્રીનાથજીનાં દર્શન થયા પછી. ત્યહાંસુધી તેને અન્ન જળ અને નિદ્રા આદિની કાંઇ બાધા થઈ નહીં અને આ રટના લાગી રહી. "**जो लडके मुझे चरण छुवाता जा**" એમ કરતે તેના પ્રાણ છૂટયા ને તેણે શ્રીજીની લીલામાં તત્કાળ પ્રવેશ કર્યો.

એક સમયે શ્રીગોવર્ધનનાથજીનો સેવક માધવદાસ દેસાઇ તે આંગરોળમાં રેહેતો હતો એનું નામ પેહેલે ભગવાનદાસ હતું તે ફેરવીને શ્રીગોકુળનાથજીએ તેનું નામ માધવદાસ ધર્યું હતું. એક કરોડ સોના મોહોર દ્રવ્ય તેની પાસે હતું અને શ્રીજીનાં દર્શનની તેને અત્યંત આસક્તિ હતી. તે ત્રીજે વર્ષ દશ વીસ હજાર મનુષ્યો સાથે લઈ શ્રીનાથજીનાં દર્શન સારૂં શ્રીજીદ્વાર આવતો અને જેની પાસે ખરચી ઘટતી તેને પોતે આપતો. અને અધિક મહિનો આખો

શ્રીજીનાં દર્શન કરતો. અને જે દિવસથી શ્રીજીનાં દર્શન સારૂ પોતાના ઘેરથી ચાલતો તેજ દિવસથી અન્ન છોડી દેતો અને દૂધ પીતો તે વૈષ્ણવને શ્રીજીએ સ્વપ્નમાં એવી આજ્ઞા કરી કે તું એક લાખ મુદ્રાનું સ્ત્રીને પેહેરવાનું નખથી શિખાસુધીનું ઘરેણું બનાવી એક બંટામાં (ડાબલામાં) ધરીને જ્યારે હવે તું મ્હારાં દર્શન સારૂ આવે ત્યારે લેતો આવજે તે લાવીને મારી ભેટ કરજે. ત્યારે તે વૈષ્ણવે સંવત્ ૧૭૪૨ ની સાલમાં બે ચૈત્ર હતા. તે વખતે ફાલ્ગુનમાં આવીને ડોલનાં દર્શન કર્યા અને તે બંટા લાવીને શ્રીજીની પાસે ભેટ ધર્યો ત્યારે શ્રીદાઉજી મહારાજને એક સેવકે ખબર કરી જે મહારાજ એક વૈષ્ણવે લાખ મુદ્રાનું ઘરેણું બનાવીને ભેટ કર્યું છે, ત્યારે શ્રીદાઉજી મહારાજે તે બંટો એક લાખ મુદ્રાનાં ઘરેણાંનો આપનીપાસે મંગાવી લીધો અને બહુ યત્નથી ધરી રાખ્યો, જાણ્યું જે એમાં કાંઈ કારણ છે જ્યારે પોહોર એક રાત રહી ત્યારે શ્રીગોવર્ધનનાથજીએ શ્રીદાઉજી મહારાજને સ્વપ્નમાં કહ્યું જે આ ઘરેણાંનો બંટો આવ્યો છે તે નખથી લગાવી શિખાસુધી સ્ત્રીનાં આભરણનો આવ્યો છે તે ગંગાબાઇને પેહેરાવો તે પેહેરીને મારાં દર્શન સારૂ ભોગને સમયે આવે. અને શ્રીનાથજીએ એજ રીતે ગંગાબાઇને આજ્ઞા કરી કે તું સઘળું ઘરેણું પેહેરીને ભોગને દર્શને આવજે ત્યારે ગંગાબાઇએ એજ રીતે સઘળું કર્યું એક દિવસ દર્શન કર્યાં અને એમજ ઘરેણાં પેહેર્યાં જ્યારે શ્રીનાથજીએ દર્શન દીધાં ત્યારે આ આજ્ઞા દીધી જે આ ઘરેણું સઘળું શય્યામંદિરમાં મુદા ઉપર સ્થાપન કરો ત્યારે એમજ થયું એવાં એવાં શ્રીગોવર્ધનનાથજીનાં અનેક ચરિત્ર ક્યાં સુધી લખી શકાય, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની કૃપાથી સ્વકીયોને અનુભવમાં આવે છે.

**॥ ઇતિ શ્રીગોવર્દ્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા સંપૂર્ણ. ॥**

## શ્રી ગોવર્ધનનાથજીના પ્રાગટ્યનું ધોળ.

ગિરિ કંદરામાંથી પ્રગટ થયા પ્રભુ, આપ ગોવર્ધનનાથરે;
નંદ જસોમતિ કેરા લાલા, વ્રજ સૌ કીધું સનાથ. ગોવર્ધન રસિયારે.
મ્હારે મન વસિયા વ્રજનાથ, મધુરૂં હસિયારે. ટેક.
શ્રાવણ સુદ પાંચમને દહાડે, થયાં ભુજા દરશનરે;
ગિરિ કંદરામાં બિરાજે વહાલા, શું કહું પ્રસન્ન વદન. ગોવર્ધન. ૧
ઘણા દિવસ ભુજાનું પુજન, ચાલ્યું તે વ્રજ માંહ્યરે;
દૂધ લેઇને સ્નાન કરાવે, મહિમા કહ્યો ન જાય. ગોવર્ધન. ૨
છિદ્ર સહિત શીલા ગિરિવરની તેમાં શ્યામ સ્વરૂપરે;
એક ગાય ત્યાં નિત્ય જાય છે, દૂધ શ્રવે તદરૂપ. ગો. ૩
એક બ્રાહ્મણુની ગાય હતી તેણે પુછી ગોવાળીયાને પેરરે;
દૂધ ઘટે છે નિત્ય કેમ મહારૂ, દોહી લેઈ જાય તું ઘેર. ગો. ૪
ત્યારે ગોવાળીયાએ એમ કહ્યું, ખબર કાઢું નિરધારરે;
કોણ પ્રકાર થાય છે આ ગૌનો, સમજાવી કહું સાર. ગો. ૫
સાંજ સવાર ગૌ ટોળામાંથી, ગિરિવર ઉપર જાયરે;
ઉભી રહીને દૂધ શ્રવે નિત્ય, પ્રાણજીવનને પાય. ગો. ૬
સૌ પ્રકાર ગોવાળીયો જોઇ, બ્રાહ્મણને લાગ્યો સંગરે;
અચરજ જોઇને વિસ્મય થયું મન, કહાવ્યું સૌને ઉમંગ. ગો. ૭
સૌ વ્રજવાસી ગિરિપર આવ્યા, બોલ્યા મુખથી બોલરે;
કોઈ દેવતા કે દ્રવ્ય હોય એમ; કીધો મુખથી તોલ. ગો. ૮
ગિરિ શીલા ઉચકીને જોયું તો, દીઠા સુંદર શ્યામરે;
પૂછ્યું દેવતા પર્વત કેરા, શું છે તમારૂં નામ. ગો. ૯
પ્રાણજીવન ત્યારે એમ બોલાવ્યા, દેવ દમન મુજ નામરે;
મહિમા ચાલ્યો વ્રજમાં ઝાઝો, પૂર્ણ કરે મન કામ. ગો. ૧૦

દહીં દુધ વ્રજવાસી કેરાં, આરોગે નંદલાલરે;
ઝાડખંડમાં જઈ મહાપ્રભુજીને, આજ્ઞા કરી તત્કાલ. ગો. ૧૧
ઈંદ્ર—નાગ—ને દેવદમન તે, પ્રગટ થયા વ્રજ માંયરે;
ગિરિવર ઉપર આપ પધારી, સેવા ચલાવો ત્યાંહ. ગો. ૧૨
શ્રી મહાપ્રભુજી વ્રજમાં પધાર્યા, સદુપાંડેને ઘેરરે;
વચન સુણ્યાં ગિરિવર પ્રભુનાં, વાત પ્ર? કરી પેર. ગો. ૧૩
સદુપાંડે શ્રી મહાપ્રભુજીને કહે છે, પ્રાગટ્યના પ્રકારરે;
દેવદમન નામે પ્રગટ્યા છે, મહિમા અપરંપાર. ગો. ૧૪
ગિરિવર ઉપર આપ પધાર્યા, સામા મળ્યા નિજ નાથરે;
અંગો અંગ ભેટી સુખ ઉપન્યુ, જોડ્યા પછી બે હાથ. ગો. ૧૫
ગોવર્ધન ઉદ્ધરણ ધીરનું નામ ધર્યું શ્રી નાથરે;
મોર પીછનો મુગટ ધરાવ્યો, બંસી લીધી હાથ. ગો. ૧૬
પાટે બેસાડીને ભોગ ધરાવ્યા ત્યાંથી પધાર્યા આપરે;
નિજ જન મન આનંદ વધાર્યા, દૂર કીધાં તન તાપ. ગો. ૧૭

---

## શ્રી જીવનલાલજી મહારાજ કૃત શ્રીનાથજીનું ધોળ.

ઓરા આવોને શ્રીનાથજી સોહામણા રે,
તારી ચટકતી ચાલનાં લઉં ભામણાં રે. (ટેક)
વારણ વનમાં ગયા તે એને જોઇને રે,
જેમ લાજથી ધની તે ધન ખોઇને રે. ઓરા.
નખર ચંદ્ર ચક્ર ચંદ્રિકા વિકાસથી રે,
ક્ષીણ ભાવ પામ્યો શશી ઉપહાસથી રે. ઓરા.
હસ્ત ચરણ કોમલ માને દેખી દ્રુમ તણા રે,
પલ્લવ નંમ્રવદન થયા લાજીને ઘણા રે. ઓરા.

જેહર પાયલ ને વીછિયા પગ પાનની રે,
શોભા કહેતાં ન બને તે નિરૂપમાનની રે. ઓરા.
શોભા બની તનીયાની ઘણી શ્વેતની રે,
દેખી ધજા લજ્જામજીત મીન કેતની રે. ઓરા.
સૂથન કાછનીની છબી છાઇ ચિત્તમાં રે,
માન મેલી ઘણી દીન થઇ નિત્યમાં રે. ઓરા.
ક્ષુદ્ર ઘંટિકા નૂપુરની સાંભળી ધુની રે,
મેલી સધાવી વિકલ થયા મહામુની રે. ઓરા.
કટી જોઇને લજ્જાયા મોટા કેસરી રે,
નાભી જોઇ વાપી જડતા ને અંગીકરી રે, ઓરા.
ઉદરત્રીવલીની સુખ માની ઉપમા નવ મલે રે,
વિપુલ વક્ષસ્થળ મેલીને રમા નવ ટલે રે. ઓરા.
બાજૂ પોંચી કઠાં સાંકળાં હાથ સાંકળાં રે,
હીરા મુદ્રિકા તે કલાનિધિની કલા રે. ઓરા.
કંબુકંઠ કંઠાભરણુ હાંસ ત્રવલનીરે,
શોભા કેતાં બુદ્ધિ ઘટી કવી પ્રબળની રે. ઓરા.
કૌસ્તુભ પદકની પંક્તિ ને રત્નની બદી રે,
મન મગ્ન થયું એ તો શોભાની નદી રે. ઓરા.
રત્નનિકર રચિત ભૂષણુ તેજ શું કહું રે,
મહિર શીત્ત રશ્મિ કાંતિ તુલ્ય નવ લહુ રે. ઓરા.
શામલ અંગ મોતી ગુંજ કુસુમ માલિકા રે,
દેખી મેઘ ઇંદ્ર ધનૂ બક થયા ફિકારે. ઓરા.
દેખી પીતામ્બર ચંચલા ચંચલા થઈ રે,
ગયાં માનિનીનાં માન ધીરજ નવ રઇ રે. ઓરા.

શોભા સદન વિશદ વદન કૂમુદ દેખતાં રે,
કુમુદ પોતાની સુંદરતા નહી લેખતાં રે, ઓરા.
નાસા અધર શોભા શક્તિ નથી ભાખવા રે,
જેમ કીરવદન બિંબ ફૂળ ચાખવા રે. ઓરા.
ચંચલ અરૂણ સજલ નયન યુગલ નિરખતાં રે,
ખંજન કમલ મીન રહ્યાં શ્વાસ વરખતાં રે. ઓરા.
જીતી કામની કમાન કાનને ખરી રે,
કુટિલ ભ્રકુટીના ભંગ તેહથી કરી રે. ઓરા.
મકર કુંડલની ઝલક કે પાલ ફલકમાં રે,
મન અટકી રહ્યું ખીટલિયાલી અલકમાં રે. ઓરા.
વેસર મુક્તામણી લપન ઉપર એમ લસે રે,
ચંદ્ર ચુંબવાને તારા આવી અહિં વસે રે. ઓરા.
મંદ હસન દસન શોભા તો ઘણી બની રે,
ચિબુક વિમલ વજ્રકાંતિ તેહમાં ઘની રે. ઓરા.
ઘડ શીશફૂલ અલકાવલી બાંકની રે,
તિલક તણી શોભા ઘણી નગ ડાકની રે. ઓરા.
મોર મુકુટની લટક વનમાં વસી રે,
શતચંદ્રની શોભાને જોઇ તે હસી રે. ઓરા.
ખર્વ ગર્વ થયો વેણી જોઇ નાગનો રે.
તેથી વાર કીધો અધો ભૂમિ ભાગનો રે, ઓરા.
વેણુ રાગથી સરાગ ચિત્તને કીધૂં રે,
વેત્રધરી નેત્ર યુગ્મને તે સુખ દીધૂં રે. ઓરા.
તારાં વચન સુધા કરણ ચષકમાં ભરી રે,
ચિત્ત તૃપ્ત નથી થાતું પાનને કરી રે. ઓરા.

એવાં રાધા વચન સુણી હરિ આવીઆ રે,
કુંજ કેલી કરી ઘણા મન ભાવીઆ રે. ઓરા.
હલી મલી કુંજ પુંજથી સદન ગયાં રે,
કરી હાસ ને વિલાસ બે મગન થયાં રે. ઓરા.
રસરૂપ એવા શ્યામ ને શ્યામા બેઉ રે,
એઉનુ ધ્યાન ધરે પ્રેમથી નિજજન સઉ રે. ઓરા.
દાસ માગે લીલાનંદ મને આપજો રે,
એજ ધ્યાન હૃદે સ્થિર કરી થાપજો રે. ઓરા.
ઇતિ શ્રીનાથજીનું ઘોળ સંપૂર્ણ.

૫૬.

શ્રીનાથજીનું વદનકમલ જોયું જેણે એકવાર શ્રી નાથજીનું
વદનકમલ જોયું.
કોટીકલ્પનું મેલુ થયેલું મન, એક પલકમાં ધોયું. જેણે એકવાર.
મનુષ્ય દેહ ધર્યો તેનો સફળ છે, જન્મ મરણ દુ:ખ ખોયું. જેણે.
મેવાડદેશમાં બિરાજે મારો વાલમો, શેષ શંકરે ચિત્ત પ્રોયું. જેણે.
કમળચોક રત્નચોક જગમોહન જોયું, રહ્યો એક બાકી સર્વે ખોયું. જેણે.
દયાનાપ્રિતમ સાથે સ્નેહ નથી જેને, માત પિતા નામને વગોયું. જેણે.

પદ રાગ કલ્યાણ.

શ્રીજી સાર સરવનો છે છે છે
શ્રીજી શ્રીવૃષભાન નંદની, એક વસ્તુ નથી બે બે બે. શ્રીજી.
પ્રાપ્તિ અનન્ય ભકિત થકી તેહેની, તે શ્રી ગુરૂ જ્યારે દે દે દે. શ્રીજી.
દીનભાવથી દાસપણું ગ્રહી, એક આશ્રિતથઈ રે રે રે શ્રીજી.
દુષ્ટ સંગથી દૂર પળાવું, હરનિશ જપો લહિ મેં મે મે. શ્રીજી.
તે સહુ મૂળ દયા સહજનની, શ્રી ગુરૂ પદ રજ લે લે લે. શ્રીજી.

## રાગ ધોળ.

વાંકે અંબોડે શ્રીનાથજી એ સુંદર શ્યામ સ્વરૂપ;
શ્રીવલ્લભ સુત સેવા કરે એ શ્રીગોકુલના ભૂપ.
પાઘ બાંધે વ્હાલો જરકશી ને સુંદર વાગા સાર;
પટકા છે પંચરંગના સજીઆ તે સોલ શણગાર.
કેસરી તીલક સોહામણા નાસિકા વિશ્વાધાર;
ચિબુકની અતિ કાન્તિ છે કંઠે મોતીના હાર.
હબચીએ હિરલો ઝગમગે તેના તેજ તણો નહિ પાર;
અધર બીંબ એ રસીક છે શોભા તે ઝાકઝમાળ.
બાંહે બાજુબંધ બેરખા હરિના ખિટલીયાળા કેશ;
નિરખ્યા ને વળી નિરખશું એમનો પાર ન પામે શેષ.
ડાબે હાથે ગિરિવર ધર્યો જમણો તે કટી મધ્ય ભાગ;
કૃપા કરો શ્રીનાથજી મારાં હૈયાં ટાઢાં થાય.
પાયે તે ઘુઘરી રણુઝણે મોજડીએ મોતીની હાર;
કૃપા કરો શ્રીનાથજી બલિહારી માધવદાસ.

## પદ. રાગ બિહાગ.

શ્રીગોવર્ધનકી રહીએ, તરેટી શ્રી ગોવર્ધનકી રહીએ;
નિત્ય પ્રતિ મદનગોપાલલાલકે, ચરણકમળ ચિત્ત દઇએ. તરેટી.
તન પુલકિત વ્રજરજમેં લોટત, ગોવિંદ કુંડમેં નાહિએ;
રસિક પ્રિતમ હિતચિતકી બતિયાં, શ્રીગિરિધારીજીશું કહીએ. તરેટી.

## પદ. રાગ બિહાગ.

દૃઢ ઇન ચરનન કેરો ભરોંસો દૃઢ ઇન ચરનન કેરો;
શ્રીબલ્લભ નખચંદ્ર છટા બિન, સબ જગમાંઝ અંધેરો. ભરોસો.
સાધન ઓર નહિ આ કલિમેં, જાસોં હોત નિવેરો;
સુર કહા કહે દ્વિવિધ આંધરો, બીના મોલકો ચેરો. ભરોસો.

# વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો.

( આવૃત્તિ ૩ જી )

જ્ઞાન અને ભક્તિરસથી ભરપુર, સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોને હરનિશ મનન કરવા યોગ્ય, ભગવદ્‌વાર્તામાં વંચવા લાયક, જુદાં જુદાં ૧૬ પ્રકરણોમાં, ૫૬૦ પદનો અત્યુત્તમ અપૂર્વ સંગ્રહ આપવામાં આવ્યો છે. ઉપરાંત હાલ ભૂતળ ઉપર બીરાજતા **શ્રી ગોસ્વામી બાળકોના જન્મદિવસોની નોંધ, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની ૮૪ બેઠકો** ક્યા ક્યા સ્થળે છે, તથા ત્યાં જવાના રસ્તાની સંપૂર્ણ માહિતી સાથેનું પાકું પુંઠું, છતાં કીંમત માત્ર **૧-૦-૦ એક રૂપીઓ.**

**(શ્રીમદ્‌વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી-માળા પ્રસંગવાળા)**

# શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ.

આ શ્રીગોકુલેશજીએ ભૂતળ ઉપર પધારી પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, માલા, તિલક અને ધર્મની અડગ ટેક ટકાવી સમસ્ત પુષ્ટિમાર્ગ ઉપર મહત્ ઉપકાર કર્યો છે તેમના નામથી ભાગ્યેજ કોઇ પણ વૈષ્ણવ અજ્ઞાત હશે! અમોએ આ શ્રીગોકુલેશજીના પ્રાકટયની વધાઇ તથા ધોળપદ ૩૦૦ વર્ષનાં પ્રાચિન પુસ્તકોમાંથી સતત્ પ્રયત્ને એકત્ર કરી જુદાં જુદાં ૧૫ પ્રકરણોમાં મળી લગભગ ૭૦૦ ધોળપદનો મહાન સંગ્રહ બાહાર પાડયો છે કે જે અત્યાર સુધીમાં કોઇપણ ઠેકાણે પ્રસિદ્ધ થયેલો નથી. આ ગ્રંથમાં **શ્રીગોકુલનાથજી, શ્રી કન્હૈયાલાલજી, શ્રી વલ્લભલાલજી**ના ઉત્તમોત્તમ ફોટા તેમજ તેમની વંશાવળી પણ આપી છે, છતાં કીંમત ફક્ત રૂ. ૧-૦-૦ **એક રૂપીઓ** રાખી છે.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ,** ચંગપોળ, ખત્રીપોળ—**અમદાવાદ.**

# श्री पुरुषोत्तमसहस्रनाम.

## ( સટિક ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરેલું. )

આ ગ્રન્થમાં શ્રીપુરૂષોત્તમનાં હજાર નામ શ્રીમદ્ ભાગવતમાંથી તત્વરૂપે દોહન કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રગટ કરેલાં છે કે જેનો પાઠ કરવાથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે. આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત **શ્રીરઘુનાથજી મહારાજે** **"नामचन्द्रिका"** નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તે ટીકાનું મુળ શ્લોક સાથે ભાષાંતર ( કે જે અત્યાર સુધી પ્રગટ થયું નથી ) આપવામાં આવ્યું છે, તેમજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, સંહિતા, ગીતા આદિ ગ્રન્થોનાં પ્રમાણોથી તે નામોનું સમર્થ રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. તેથી દરેક વૈષ્ણવને તે નિત્યનિયમમાં પાઠ કરવા ખાસ ઉપયોગી છે. **શ્રીમહાપ્રભુજી** તથા ટીકાકાર **શ્રીરઘુનાથજી** મહારાજના ઉત્તમ ફોટા સાથે. છતાં કીંમત માત્ર રૂ. ૧–૪–૦

# श्रीम गवद्गीता.

શ્રીમદ્ ભગવદ્ ગીતા એ શ્રીકૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ, અને વેદવિરોધીઓના પણ તત્વ વિચારને સંમત, નિરંતર પઠનીય છે વળી હજારો પંડીતોએ આ ગીતા ઉપર અનેક વિધ ભાષ્યો કર્યાં છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહા સમર્થ આ ગ્રન્થ છે તેના ઉપર પૂર્વે થઇ ગયેલા શ્રીગોસ્વામી બાળકોએ **तत्वदीपिका** અને " **अमृततरङ्गिणी** " એમ બે ટીકાઓ સંસ્કૃતમાં કરેલી છે. તેથી ઉક્ત ટીકાઓના આશય સાથે લંબાણ વિવેચન પૂર્વક આ ગીતામૃત તત્વોનું ભાષાન્તર સુપ્રસિદ્ધ લેખક **રા. રા. નાનુલાલ નારણદાસ ગાંધી** એમ. એ. એલ. એલ. બી. ની કસાયલી કલમથી લખેલું છે. કીં. રૂ. ૧–૮–૦

આ અપૂર્વ તકનો લાભ લેવા ચુકશોજ નહિ.

# ૮૪ વૈષ્ણવની વાર્તા.

આ ચોરાશી વૈષ્ણવની વાર્તા અમોએ વ્રજભાષા ઉપરથી ગુજરાતી ભાષામાં **( અક્ષર આ લાઇન જેવડાજ મોટા )** મોટા અક્ષરથી છપાવી છે. તેમજ તેમાં ઘણા પ્રાચીન ગ્રન્થો જેવા કે—"શ્રીવલ્લભચરિત્ર, ભાવસિન્ધુ, પંચામૃત, કીર્તન રત્નાકર, ષોડશગ્રન્થો, શિક્ષાપત્ર, ભગવદ્ ગીતા વગેરે ગ્રન્થોમાંથી શોધ ખોળ કરી કેટલીક ઐતિહાસિક હકીકત, દ્રષ્ટાન્તો તેમજ તે વૈષ્ણવો માટેની છાપેલી વાતોની વધુ હકીકત દાખલ કરી છે જેથી અત્યાર સુધીમાં આવી વાર્તાનું પુસ્તક કોઈ પણ ઠેકાણે છપાવવામાં આવ્યુ નથી તેવું છે. આ વાર્તા માટે અમોએ ખાસ વ્રજયાત્રા કરી તથા કાઠીયાવાડની મુસાફરી કરી કેટલીક પ્રાચિન હકીકત શોધન કરી દાખલ કરી છે.

આ ગ્રન્થ એક વખત વાંચ્યા પછી હાથમાંથી મુકવાનુ મન થશેજ નહિ કારણ દરેક વાતોમાં નવીન હકીકત જાણવામાં આવશે. વળી ૮૪ વૈષ્ણવોની જેટલી હકીકત વધુ મળે તેટલી દરેક વૈષ્ણવે જાણવાની જરૂર છે. તે આ વાંચ્યાથી સમજાશે. હમેશાં ઘરમાં વાંચવા માટે સ્ત્રીઓ તથા બાળકોને તો ખાસ ઉપયોગી છે. આ ગ્રન્થ જાડા ચીકણા કાગળમાં મોટા કદના રોયલ ૩૦૦ પૃષ્ઠ, પાકું પુઠું તેમજ **શ્રીમહાપ્રભુજીનો** ઉત્તમોત્તમ ફોટો પણ આપેલ છે. કીંમત ફક્ત બે રૂપીઆ રાખી છે.

**[illegible]ભાઈ છગનલાલ દેસાઈ—સંઘવીની ખત્રી પોળ—અમદાવાદ.**

# ॥ स्वरूपदर्शन ॥ ( આવૃત્તિ ૨ જી )

આ પુસ્તકમાં શ્રીનાથજી આદિ સાત સ્વરૂપ, શ્રી મહાપ્રભુજી શ્રીગુસાંઈજી, સાતલાલજી આદિ ઘણા પ્રાચીન અને હાલ ભૂતળ ઉપર બિરાજતા ઘણા શ્રીગોસ્વામી બાળકોના ઉત્તમોત્તમ, સુંદર દેદિપ્યમાન, સ્વરૂપ મળી લગભગ ૮૦ સ્વરૂપનું એક સુંદર પુસ્ત ચાને આહલ્મ સારા ઉચી જાતના આર્ટ પેપર ઉપર મહાન્ ખર્ચે છપાવી તૈયાર કરવામાં આવ્યું છે.

આ પુસ્તક એક મહાન્ રેકૉર્ડ રૂપ છે. જેથી દરેક વૈષ્ણવોએ તે ખરીદવા ચુકવું નહી. પાકુ પુઠું છતાં ન્યોછાવર માત્ર **રૂપીઆ બે જ રાખી છે.**

**આ તથા અમારાં બીજાં પુસ્તકો મળવાનું ઠેકાણું.**

૧ **લલ્લુભાઇ છગનલાલ દેસાઈ.** ચંગપોળ, ખતરીપોળ-**અમદ**
૨ પ્રસિદ્ધ બુકસેલરો ... ... ... ... „
૩ શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય ... ... ... નડી
૪ કીર્તનીઆ. બળદેવદાસ કૃષ્ણદાસ ... ... મું
મહારાજના બોઇવાડા, શ્રી ગિરિધરલાલજીનું મંદિર.
૫ રા. રા ચુનીલાલ કૃષ્ણાશંકર મહારાજનો બોઇવાડો, મંદિર. મુ
૬ પંડિત જેષ્ટારામ મુકુંદજી, બુકસેલર. કાલબાદેવી રોડ. મુંબાઇ
૭ રા. રા. મોરારજી હરજી મુગટવાળા. .... ... શ્રીનાથ
૮ રા. રા. મકનજી જુઠા „
૯ રા. રા. મહાદેવ શાલીગરામ બુકસેલર